## શ્રી શરચ્ચન્દ્ર ચટ્ટોપાધ્યાય



શરદ્‌બાબુ એકલા બંગાળના જ નહિ, પણ જગતના સર્વોત્તમ વાર્તાકારોમાં ગણાય છે. મહાન ફ્રેન્ચ લેખક નોબેલપુરસ્કાર વિજેતા રોમે રોલાં અને જગપ્રસિદ્ધ અંગ્રેજ લેખક એચ. જી. વેલ્સ જેવાઓએ પણ શરદ્‌બાબુની વાર્તાકલાની મુક્તકંઠે પ્રશંસા કરી છે.

શરદ્‌બાબુ પોતે કવિવર ટાગોરને પોતાની વાર્તાકલાના ગુરુ માનતા. પણ કવિવર ટાગોરે જ એક જાહેરસભામાં કહેલું કે ગુરુ કરતાં ચેલો વધી ગયો છે!

જેવી અપૂર્વ ને સુંદર શરદ્‌બાબુની વાર્તાકલા છે તેવી જ સાદી ને સીધી તેમની વક્તૃત્વકલા છે. આ સંગ્રહમાંથી મોતીનાં કણ જેવાં કીમતી ને પ્રેરક વચનો અકસ્માત વાચકની સામે આવી ખડાં થઈ જાય છે, ને પોતાના તેજથી એને આંજી દે છે. આ સંગ્રહ ખરેખર અમૂલ્ય છે. શરદ્‌બાબુની સાહિત્ય સાધના, સ્વદેશ સેવા તેમજ તેમનાં આંતરિકજીવનમાં ડોકીયું કરાય તો આ સંગ્રહ શરદ્‌પ્રેમીમાં ખુબજ પ્રિય થશે.

શ્રી શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય કૃત

# શરદ્-વાણી


: અનુવાદક :

**રમણલાલ સોની**

શ્રીકાન્ત, વિપ્રદાસ શેષ પ્રશ્ન, સ્વામી, અનુરાધા, કાશીનાથ, સાવકી મા, શુભદા, ચાંદમુખ, શરદ્‌વંદના, નગરલક્ષ્મી, વિવાહિતા, પ્રભાતકિરણો, બાતાસી, લાલ પડછાયા વગેરે ગ્રંથોના અનુવાદક, તથા ભીખો ચોટ્ટો, ચણતરો, પગલાં ભાગ ૧-૨-૩-૪, કથામંગલ, માથાનું દાન, રૂપાની ગાય વગેરે પુસ્તકોના લેખક.



**એન. એમ. ઠક્કરની કું.**

**બુકસેલર્સ : પબ્લિશર્સ**

**પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨**

: પ્રકાશક :
શા. જયંતિલાલ વિઠ્ઠલદાસ
નિરંજન કાર્યાલય
સૈયદપુરા સૂરત.



પ્રથમ આવૃત્તિ
૧-૧૨-૪૨
રૂા. ૨-૦-૦

: મુદ્રક :
શંકરરાવ નારાયણરાવ નીકમ
ના. લ. નીકમ એન્ડ સન્સ
શ્રી "શંકર" પ્રિન્ટીંગ પ્રેસ
ચૌટાપુલ-સુરત.

આ સંગ્રહ 'સ્વદેશ અને સાહિત્ય' નામે સંગ્રહાયેલાં શરદબાબુનાં ભાષણો તથા લેખોનો મૂળ બંગાળીમાંથી અનુવાદ છે.

શરદબાબુએ પોતાની જાતને કદી વક્તા તરીકે જાહેર કરી નથી. વક્તા તરીકેનું કર્તવ્ય બજાવવાનું આવતાં તેમણે હમેશા છટકવાનો જ પ્રયત્ન કર્યો હતો. છતાં, કેટલેક પ્રસંગે તે સ્વાભાવિક રીતે અનિવાર્ય પણ બની જતું હતું. આવે વખતે તેઓ ભાષણ ઘેરથી લખીને લઈ જતા, ને સભામાં વાંચી નાખતા.

વાદવિતંડાનો તેમને બહુ અણગમો હતો, એટલે સુધી કે પોતાની સામે થતી ટીકાઓનો જવાબ દેવાનો પણ તેમને ઉત્સાહ નહોતો થતો. છતાં, વિતંડાવાદમાં એમને ભાગ લેવો પડયો છે ને ટીકાઓના જવાબ પણ દેવા પડયા છે. એથી કરીને, એમના લાક્ષણિક કટાક્ષની ને અવળવાણીની તિક્તતાને પ્રગટ થવાનો એમનાં ભાષણો ને લેખોમાં પૂરો અવકાશ મળ્યો છે.

શરદબાબુનાં આ લખાણો એમની મનોભૂમિની ઝાંખી કરવામાં આપણને મદદ કરે છે—એમનાં સાહિત્યસર્જનની પશ્ચાત્ ભૂમિકા આમાંથી આપણને દેખાય છે. એ રીતે એમનાં પુસ્તકોને સમજવામાં આ લખાણો જરૂર ઉપયોગી થઈ પડવાનાં.

મોડાસા, ૧૭-૧૧-૧૯૪૨ અનુવાદક

# અ નુ ક્ર મ ણિ કા

# સાહિત્ય અને નીતિ

બાળપણથી જ કૃષ્ણનગર નામ મને પરિચિત છે, અને તે પરિચય મારી દાદીમાના મુખથી અનેક વિચિત્ર વાતો અને વરતો ઉખાણાં સાંભળવાથી થયો હતો. સાહિત્યરસનો એ મધુર આસ્વાદ આ વૃદ્ધ ઉંમરે પણ હજી ભૂલ્યો નથી. આ જનપદ જ એક દિવસ શિલ્પકલા અને સાહિત્યનું કેન્દ્ર હતું, એવો મને દૃઢ વિશ્વાસ છે એમ કહું તો એમાં અતિશયોક્તિનો દોષ નથી.

બંગાળાના બે મહાન કવિઓ—એકની કર્મભૂમિ અને બીજાની જન્મભૂમિ આ કૃષ્ણનગર છે. બંગાળના વિવિધ સુખદુ:ખના ઇતિહાસમાં આ પ્રાચીન નગરે એક વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરેલું છે. એને નજરે જોવાનો લોભ મારા મનમાં ઘણા વખતથી હતો. આજે સાહિત્ય પરિષદ તરફથી આપ સૌએ મને આગ્રહપૂર્વક બોલાવ્યો એથી મારી એ ઇચ્છા પૂર્ણ થઈ છે. આપ સૌને, એ માટે, હું ધન્યવાદ આપું છું.

સાહિત્ય સેવા જ મારો ધંધો છે. પરંતુ એની પરીક્ષા કરવી, એનું મૂલ્ય આંકવું વગેરે વ્યાપારથી હું સંપૂર્ણ અજ્ઞાન છું, એ વાત હું કહું તો તમને નવાઈ લાગશે પરંતુ એ વાસ્તવિક સત્ય છે. કયા ધાતુની પછી કયો પ્રત્યય લાગવાથી સાહિત્ય શબ્દ બન્યો છે, એનું વિશેષત્વ ક્યાં છે, રસ શી ચીજ છે, ખરેખરી આર્ટ (કલા) કોને કહે, અને ખોટેખોટી આર્ટ કોને કહે, એની સંજ્ઞા શી છે, એમાંનું કંઈ જ હું જાણતો નથી.

દૂર દૂર વિદેશમાં હું કારકુની કરતો હતો, નસીબ સંજોગે દશેક વરસથી આ વ્યવસાયમાં આવી પડ્યો છું. થોડીઘણી ચોપડીઓ લખી છે, કોઈને એ ગમી છે તો ઘણાઓને એ નથી ગમી,—પંડિત લોકોએ મોટી મોટી કિતાબોમાંથી ભારે ભારે અગમ્ય દલીલો શોધી કાઢી સપ્રમાણ સિદ્ધ કર્યું છે કે બંગાળી ભાષાનું મેં પૂરેપૂરું સત્યાનાશ વાળી નાખ્યું છે. એટલી વારમાં આવું ભારે દુષ્કૃત્ય મેં કેવી રીતે કરી નાખ્યું તેની પણ મને ખબર નથી, એનો પુરાવો શો છે એનાથી પણ હું સંપૂર્ણ અજ્ઞાન છું. એટલે તથ્યપૂર્ણ ગંભીર વિવેચનના લેશમાત્રની પણ મારી પાસેથી તમે આશા રાખશો નહિ.

વાદપ્રતિવાદમાં લાગ્યા રહેવાનો મારો સ્વભાવ નથી; પોતાના પક્ષનું સમર્થન કરવાની શક્તિ કે ઉત્સાહ કંઈ પણ મારામાં નથી; હું તો માત્ર મારા ટચૂકડા સાહિત્ય-જીવનના અનુભવની બે પાંચ વાતો તમને કહી શકીશ. કદાચ એ કહેવાની જરૂર પણ છે. બચાવ કરવા માટે નહિ, કારણકે એ તો પહેલાં જ કહી ગયો છું કે હું એવું કરતો નથી, એવી જરૂર પણ મને લાગતી નથી, હું તો માત્ર એક આધુનિક સાહિત્યસેવકની પોતાની જ વાત કહેવા માગું છું.

પરલોકમાં શું થાય છે એની મને ખબર નથી, પરંતુ ઈહલોકના માનવની જીવનયાત્રાના માર્ગ પર દૃષ્ટિ પહોંચે ત્યાંસુધી દેખાય છે કે વિશ્વ-માનવ એક વસ્તુને લક્ષ્ય કરી નિરંતર ચાલી રહ્યો છે—એના ત્રણ અંશ છે—કલા, નીતિ, અને ધર્મ—art, morality and religion.

સંસારની તમામ મારામારી, કાપાકાપી, એકનું રાજ્ય બીજો ખૂંચવી લે, એક જણે દુઃખ વેઠી કરેલી કમાણી બીજો છેતરીને લઈ લે,—તમામ કામ, ક્રોધ, લોભ, મોહ,—એ બધી માર્ગની મુસીબતો છે, રસ્તામાંના કાંટા છે,—પરંતુ માનવના બૃહત્તર પ્રાણનું લક્ષ્ય તો મેં કહ્યું ત્યાં જ છે. મારવાડી એની કાપડની દુકાનમાં બેઠો બેઠો આ સાંભળી હસશે, બાર્ડ કંપનીનો મોટો સાહેબ એની ઓફિસના ટેબલ પર આ સત્યનું દર્શન નહિ કરી શકે, સ્ટોક-એક્સચેંજની ભીડમાં આ વાત તદ્દન જૂઠી લાગશે, તેમ છતાં મને ખબર છે કે તેમની યે છેલ્લી ગતિ ત્યાં જ છે, અને આના કરતાં વધારે મોટું સત્ય બીજું કોઈ નથી.

શાને માટે આ બધો લોભ, આ બધો મોહ? શાને માટે આ વાદ-વિવાદ? શા માટે આવી ઐશ્વર્યની કામના? જે સાચેસાચું ઐશ્વર્ય છે એ તો હમેશાં માણસના નિત્ય પ્રયોજનથી પર છે. માણસ એકલો એકલો તેની પ્રાપ્તિ કરે છે, સંચય કરે છે, પરંતુ જે ક્ષણ તે ઐશ્વર્ય બની ઊભે છે તે જ પળે તે તેના પોતાના એકલાના ભોગની વસ્તુ મટી જાય છે. ઐશ્વર્યને એકલાં ભોગવવાનો પ્રયત્ન કરવા જતાં તે પોતે જ પોતાને વ્યર્થ બનાવી દે છે. જે માનવમાત્રનું છે, ત્યાં એકનો લોભ સફળ નહિ જ થાય.

અને આ ઐશ્વર્યની ચરમ સિદ્ધિ શામાં છે? સુન્દર અને મંગલની સાધનામાં,—કલા, નીતિ અને ધર્મમાં. એ એકલાનું નથી, એ ઐશ્વર્ય સમસ્ત વિશ્વમાનવનું છે, જાણમાં કે અજાણમાં, મનુષ્યનો પ્રયત્ન, મનુષ્યનો ઉદ્યમ આ ઐશ્વર્ય પ્રાપ્ત કરવા તરફ જ અવિરત ચાલી રહ્યો છે,—એટલે જે અસુન્દર છે, જે immoral છે, અકલ્યાણ છે, તે કદાપિ art (કલા નથી, ધર્મ નથી. કલાની ખાતર કલા ( art for art's sake ) એ કથન જો સત્ય હોય, તો કદાપિ તે immoral ( અનૈતિક ) અને અકલ્યાણકર હોઈ શકે નહિ. અને અકલ્યાણકર અને અનૈતિક (immoral હોય તો 'કલાની ખાતર કલા' એ કથન કદાપિ સત્ય નથી. સેંકડો કે હજારો માણસો બૂમાબૂમ કરી કહે તો પણ એ સત્ય નથી.

માનવજાતિની અંદર જે મહા પ્રાણ પ્રવર્તે છે તે આ વાત કદાપિ કાળે નહિ સ્વીકારે. એટલે, સાચેસાચા કવિ તરીકે. યથાર્થ કલાકાર (artist) તરીકે જેનો એક હાથે હું સ્વીકાર કરું તેની સૃષ્ટિને અન્યાયી કહીને, કુત્સિત કહીને હું બીજે હાથે ત્યાગ કરું એ બની જ ન શકે. ઊલટું, એવો પ્રયત્ન કરવામાં જ સૌથી મોટી ભૂલ અને ભારે અન્યાય છે.

પરંતુ આ તો સિદ્ધાંતની દૃષ્ટિએ વાત થઈ, આદર્શવાદની દૃષ્ટિએ વાત થઈ. આ બાબતમાં કદાચ બહુ મતભેદ નથી. પરંતુ કવિની અંદર, કલાકાર (artist)ની અંદર, અર્થાત્ એની પોતાની અંદર જે એક વામણો માણસ રહે છે તેને લઈ ને બધો ઝગડો છે. ત્યાં લોભ, મોહ, યશ, નિંદા, prejudice (પૂર્વગ્રહ), સંસ્કાર વગેરે કોઈ કોઈવાર એવું ધુમ્મસ ઊભું કરી દે છે કે એના અંધારાનો આશ્રય લઈ ને અનેક છળકપટ (fraud), અનેક ઉત્પાત ઘુસી જઈ દારૂણ ઉપદ્રવની દિવાલ ખડી કરી દે છે.

અહીં જ છે અસત્ય અને અકલ્યાણનું દ્વાર. આ અંધારામાં અધિકારી અને અનધિકારી, કવિ અને અકવિ, સુન્દર અને કુત્સિત, કાવ્ય અને કચરો ભેગાં મળીને જે મંથન શરૂ કરી દે છે, તેના કાદવ ઊડાને, બસ, સૌનાં મુખ મલીન કરી નાખે છે. એ કાદવ ધોઈ નાખી શકે છે માત્ર કાળ. માત્ર એના જ હાથથી, અનાતમ ભવિષ્યમાં, શુદ્ધ થઈ, ધોવાઈને સત્ય વસ્તુ માણસની નજરે પડે છે. એટલે માલુમ પડે છે કે કવિની અંદર જેટલો અંશ કવિ છે, એટલા અંશને સંપૂર્ણ ન્યાયની રાહ જોવાને વાંધો નથી, પરંતુ જેટલો અંશ એનો વામન છે એનાથી જ માત્ર એટલી સબૂરી રાખી શકાતી નથી. તે કલહ કરે છે, વિવાદ કરે છે, ટોળકી બાંધે છે, હાથોહાથ નગદ નાણાં ચુકતે કર્યા વગર એનાથી રહેવાતું નથી. સામયિક પત્રોમાં એનું આ જ સ્થાન વારંવાર ઝબકી ઊઠે છે.

પૂજ્યપાદ રવીન્દ્રનાથ કહે છે કે પોતે સ્કૂલમાસ્તર નથી,—કવિ છે. સોટી હાથમાં લઈ છોકરાં ભણાવવાનો એમનો ધંધો નથી. આથી એમની વિરૂદ્ધ જે પ્રગટ અપ્રગટ કટુવચનો કહેવાય છે તેનો અંત નથી. કટુવચનોના

કહેનારાઓ, મારી સમજ પ્રમાણે, તેમનાં વચનોનો એવો અર્થ કરતા હોય છે, કે કવિ હાથમાં સોટી લઈ છોકરાં ભણાવવાનું સ્વીકારતા નથી, વાર્તાના મિષે ભોળવીને મોટા છોકરાઓને નીતિશિક્ષણ આપવા તૈયાર થતા નથી, એટલે ચોક્કસપણે કહી શકાય કે તેમનો હેતુ છોકરાઓને બહેકાવી મૂકવાનો છે.

પરંતુ કાવ્ય—સાચેસાચું કાવ્ય, ચિર-સુન્દર છે, ચિર-કલ્યાણકર છે. કવિના અંતરની એ વાત એ લોકો સમજવા જ માગતા નથી. અને, આ બધી યુક્તિપ્રયુક્તિઓમાં કવિ અને કાવ્ય પોતે જ પોતાને નિષ્ફળ કરી નાખે છે એ સત્ય જ તેઓ ભૂલી જાય છે.

આ જ વાત હું એક બે દૃષ્ટાન્ત આપી સ્પષ્ટ કરવા માગું છું. મારો પોતાનો વ્યવસાય નવલકથાઓ લખવાનો છે, એટલે એ સંબંધી જો એક બે શબ્દો કહું તો એ છેક અનધિકાર ચર્ચા નહિ ગણાય એમ હું માનું છું. જેઓ મારે મન વંદ્ય છે, મારા ગુરુજનો છે, એમનાં લખાણમાંથી એકાદ ઉદાહરણ આપું અને જો એમાં વિરોધી અભિપ્રાય જણાય તો હું આશા રાખું છું કે તમે કોઈ, તેટલા પરથી, તેમના પ્રત્યે મને અસન્માન કે અશ્રદ્ધા છે એવું માની લેવાની ભૂલ નહિ કરો. મારા સાહિત્યિક જીવનની સફળતાની બાબતમાં આની જરૂર પણ છે.

બે શબ્દો આજકાલ બહુ સાંભળવામાં આવે છે: Idealistic and Ralistic (આદર્શવાદી અને વાસ્તવવાદી). હું આ છેલ્લા સંપ્રદાયનો લેખક છું એમ કહેવાય છે. આ બદનામી જ મને સૌથી વધારે મળી છે. તેમ છતાં, કેવી રીતે આ બંને વાદને અલગ અલગ કરીને લખી શકાય એની મને ખબર નથી. કલા (Art) એ મનુષ્યની સૃષ્ટિ છે, કુદરત (Nature)ની નહિ. જગતમાં જે કંઈ બને છે,—અને ઘણું અશ્લીલ બને છે,—એ બધું યે સાહિત્યનું ઉપાદાન બની શકતું નથી. પ્રકૃતિ કે સ્વભાવની આબેહૂબ નકલ કરવી એ ફોટોગ્રાફી કહેવાશે, પરંતુ એ શું ચિત્ર કહેવાશે? રોજીંદાં છાપાંમાં કંઈ કંઈ અસંખ્ય રોમાંચક ભયાનક ઘટનાઓ છપાય છે, એ શું સાહિત્ય છે? ચરિત્રસર્જન શું એટલું સહેલું છે! ઘણા મારા પર કૃપા કરી કહે

છે, મશાય, મને એક એવા પ્રસંગની ખબર છે જે હું જો તમને કહું તો તમે એક અદ્‌ભુત નવલકથા લખી નાખો.

હું જવાબ દઉં છું: ‘તો આપ પોતે જ એ લખી નાખો.’

તેઓ કહે છે: ‘તો તો પછી ચિંતા જ ક્યાં હતી! અમને ઓછું જ લખતાં આવડે છે!’

હું કહું છું: ‘આજે ન આવડે તો શું? બે દિવસ પછી લખતાં આવડશે. આવી ચીજ ખામુખા હાથમાંથી જવા ન દેશો.’

એ લોકોને ખબર નથી કે સંસારમાં કંઈકેક અદ્‌ભુત જાણવું એ જ કંઈ સાહિત્યિકનું મોટું સાધન નથી. મારાં પાત્રો કેવી રીતે સરજાય છે એની તો મને ખબર છે. વાસ્તવિકતાના જ્ઞાનની હું ઉપેક્ષા નથી કરતો, પરંતુ વાસ્તવ અને અવાસ્તવના મિશ્રણમાંથી કેટલી વ્યથા, કેટલી સહાનુભૂતિ, અને કેટલા હૃદયના રક્તદ્વારા એ પાત્રો ધીરેધીરે વિકાસ પામતાં જાય છે, એ બીજું કોઈ ન જાણતું હોય, પણ હું જાણું છું. સુનીતિ, દુર્નીતિનું સ્થાન એમની અંદર છે, પરંતુ વિવાદ કરવાની જગા ત્યાં નથી;—એ વસ્તુ એમનાથી ઘણી ઊંચે છે. એમને બાઝવા દઈએ તો એવો ફિસાદ મચાવી મૂકે કે કાળ એને માફ ન કરે. એ નીતિ-પુસ્તક કહેવાશે, પણ સાહિત્ય નહિ બને. પુણ્યનો જય અને પાપનો ક્ષય પણ થશે, પરંતુ કાવ્યસૃષ્ટિ નહિ થાય.

મને યાદ છે કે બાળપણમાં ‘કૃષ્ણકાન્તના વીલ’ની રોહિણીના પાત્રે મને અત્યંત આઘાત પહોંચાડ્યો હતો. તે પાપને રસ્તે ઊતરી પડી. પછી પિસ્તોલની ગોળી ખાઈ મરણ પામી. બળદગાડીએ ખેંચાઈને એની લાશ મશાણમાં ગઈ—ટૂંકમાં હિંદુત્વની દૃષ્ટિએ પાપના પરિણામમાં કંઈ જ બાકી રહી ગયું નહિ. ઠીક જ થયું. હિંદુ સમાજે પણ પાપીને સજા થઈ જોઈ હાશ કરી સંતોષનો દમ ખેંચ્યો. પરંતુ બીજી તરફ? જે એમના કરતાંયે પુરાતન છે, એમના કરતાંયે સનાતન છે,—એ નરનારીના હૃદયના અતિ ગંભીર, અતિ ગૂઢ પ્રેમનું શું?—મને આજે પણ એમ લાગે છે

જાણે દુઃખથી, સમવેદનાથી બંકિમચંદ્રની બંને આંખો અશ્રુપરિપૂર્ણ થઈ ગઈ છે, અને જાણે એમના કવિચિત્તે, એમની જ સામાજિક અને નૈતિક બુદ્ધિના ચરણમાં આત્મહત્યા કરી દીધી છે.

ઘણી વખત મને લાગ્યું છે કે રોહિણીના પાત્રની શરૂઆત કરતી વખતે, બંકિમચંદ્રને આ કલ્પના આવી નહિ હોય, નહિ તો તેઓ તેને આવું ઘડત નહિ. એક માત્ર પ્રેમની જ ખાતર, મૂંગી રીતે છાની રીતે વારૂણીના જળતળિયે આત્મવિસર્જન કરવા માટે એ પાપિષ્ઠાને કવિ આવી રીતે પ્રેરત નહિ.

ગોવિંદલાલને રોહિણી કુદરતી રીતે અને નિષ્કપટપણે ચહાતી હતી,—સંપૂર્ણ હૃદયપૂર્વક, પ્રાણપૂર્વક ચહાતી હતી, અને આ પ્રેમનું પ્રતિદાન તે નહોતી પામી એમ પણ નથી. પરંતુ હિંદુધર્મની સુનીતિના આદર્શ પ્રમાણે, આ પ્રેમની તે અધિકારી નથી, આ પ્રેમ તેને માટે પ્રાપ્ય નથી. એ પાપિષ્ઠા છે, એટલે પાપિષ્ઠાઓને માટે નક્કી કરેલી નીતિના કાનુન અનુસાર તેણે વિશ્વાસઘાતિની થવું જ જોઈએ અને તે થઇ પણ. તે પછીનો ઇતિહાસ ખૂબ ટૂંકો છે. પાંચેક મિનિટના દર્શનથી નિશાકર પર આસક્તિ અને પિસ્તોલની ગોળીએ મરણ. મૃત્યુને માટે હું આક્ષેપ નથી કરતો, પરંતુ આક્ષેપ કરું છું એના અકારણ, અહેતુક બળાત્કારે થયેલા કમોત ઉપર. અભાગિનીના અસ્વાભાવિક મરણથી, પાઠક પાઠિકાઓના સુશિક્ષણથી માંડી સમાજની નીતિ અને વિધિની પરંપરા સુધી તું બધુંયે બચી ગયું એમાં સંદેહ નથી, પરંતુ એ તો મરી ગઈ, અને એની સાથે મરી ગયું સત્ય, મરી ગઈ સુંદર કલા. નવલકથાનું પાત્ર માત્ર નવલકથાનાં કાનુન અનુસાર જ મરી શકે છે, નીતિના ડોળા દેખીને એ મરે એ ન ચાલે.

બરાબર આવા જ બહાના હેઠળ, શ્રીયુત જતીન્દ્રમોહન સિંહ મહાશય મારા 'પલ્લીસમાજ'ની વિધવા રમા વિષે પોતાના 'સાહિત્યમાં સ્વાસ્થ્યરક્ષા' નામે પુસ્તકમાં મજાક કરી કહે છે: 'તું ઠાકુરાણી ખરી બુદ્ધિશાળી! બુદ્ધિના બળથી તું તારા બાપની જમીનદારી સાચવી શકી, અને તું જ

પાછી તારા બાલસખા પરપુરુષ રમેશ પર પ્રેમમાં પડી ગઈ? આ તારી બુદ્ધિ ? છિઃ '.

આ ધિક્કાર કલા પ્રત્યે નથી, આ ધિક્કાર સમાજ પ્રત્યે છે, આ ધિક્કાર નીતિનું અનુશાસન છે. એ બધાની માપકાઠી એક નથી, શબ્દે શબ્દે, લીટીએ લીટીએ એક કરવાના પ્રયાસમાં જ બધી ભૂલો, અને બધા વિરોધોનો ઉદ્‌ભવ છે.

શ્રીયુત જતીન્દ્રબાબુનો સામાજિક ધિક્કાર કલાના ક્ષેત્રમાં કેટલી મહામારી ફેલાવી શકે છે તેનું એક બીજું દૃષ્ટાન્ત આપું. મારા પરમ શ્રદ્ધાસ્પદ મિત્ર એક વૃદ્ધ સાહિત્યસ્વામીની એક ટૂંકી વાર્તા છે. તેનું વસ્તુ ટૂંકમાં આવું છે—નાયક એક શ્રીમંત જમીનદાર છે. નાયક છે, એટલે એનું હૃદય વિશાળ છે, પ્રાણ ઉચ્ચ છે, નૈતિક બુદ્ધિ અતિશય સૂક્ષ્મ છે. કલકત્તામાં એનો એક લાખોની કિંમતનો ખૂબ મોટો બંગલો છે; એનું ભાડું પણ ખૂબ આવે છે. બંગલાવાળા જમીનદાર તો બાજુના ઘરમાં જ રહે છે. ઓચિંતાં એક દિવસ રાત્રે આ બંગલાની અંદરથી કોઈ સ્ત્રીના રડવાનો અવાજ તેમના કાને પડ્યો. એ દિવસ પછી તપાસ કરતાં માલમ પડ્યું કે બંગલામાં ભૃણહત્યા થઈ છે. પરંતુ ભાડવાતો ભાડું આપ્યા વગર જ જતા રહ્યા છે. એમના ઠેકાણાની ખબર નથી, પાપની સજા કરવાનું અશક્ય છે. તેથી તેમણે હુકમ કર્યો કે બંગલો તોડી પાડી મેદાન કરી નાખો. સાત જ દિવસમાં આવો મોટો લાખો રૂપિયાનો બંગલો પડીને પાદર થઈ ગયો.

વાત અહીં જ પૂરી થાય છે. પ્રેસિડન્સી કોલેજના અંગ્રેજીના એક વૃદ્ધ અધ્યાપક આ વાર્તા વાંચી આંખમાં આંસુ લાવી ફરી ફરીને કહેવા લાગ્યા: જીવનમાં આવી બોધદાયક વાર્તા કદી વાંચી નથી, બંગાળી સાહિત્યમાં આવી વાર્તાઓ જેમ વધારે લખાય તેમ સારૂં.

આવી વાર્તાઓ મેં પણ વધારે વાંચી નથી એ વાતનો હું અસ્વીકાર નથી કરતો. અને એ બંગલો જ્યારે મારો નથી, અધ્યાપક સાહેબનો પણ નથી, વાર્તાલેખકનો પણ નથી, ત્યારે એને ફાવે એટલો તોડી ફોડી પાધર

કરી દેવામાં આવે તોપણ એમાં કોઈને વાંધો નથી, પરંતુ કલા અને સાહિત્યની જે અધિષ્ઠાત્રી દેવતા છે તેના મનમાં આ બનાવથી કેવો ભાવ ઉત્પન્ન થયો હશે એ માત્ર તેને જ ખબર.

સારું ખોટું સંસારમાં હમેશાં હોય જ છે,—સારાને સારું અને ખોટાને ખોટું કહેવામાં કોઈ કલા કદી પણ વાંધો ઉઠાવતી નથી. પરંતુ દુનિયામાં જે કંઈ સાચેસાચ બને છે તેને જ વગર વિચારે સાહિત્યનું વસ્તુ બનાવી લેવાથી તે સત્ય બની શકે છે, પરંતુ સત્ય-સાહિત્ય બની શકતું નથી.

અર્થાત્, જે કંઈ બને છે, તેની પૂરી વફાદાર છબીને પણ જેમ હું સાહિત્યનું વસ્તુ કહેતો નથી, તેમ જે બનતું નથી, છતાં, સમાજ કે પ્રચલિત નીતિની દૃષ્ટિએ બને તો સારૂં થાય એમ લાગે છે તેની, કલ્પનાના જોરે ઉચ્છૃંખલ સૃષ્ટિ કરવાથી પણ સાહિત્યની ખૂબ જ ખૂબ વિડંબના થાય છે.

મને વખત થોડો છે, કહેવાની વસ્તુ હું સ્પષ્ટ કરી શક્યો નથી એની મને ખબર છે. પરતુ આધુનિક સાહિત્ય જોઈને, સમાજના એક વર્ગના શુભેચ્છકોના મનમાં કયાં અત્યંત ક્ષોભ અને ક્રોધ ઉત્પન્ન થયો છે, વિરોધનું મૂળ કયાં છે, તે તરફ આંગળી ચીંધવા પૂરતું મારું કામ મેં પૂર્ણ કર્યું છે. પરંતુ ચર્ચાને અધિક ઉગ્ર બનાવવાનું મને મન નથી, સમય નથી, શક્તિ પણ નથી, પરંતુ અશેષ શ્રદ્ધાભાજન આપણા પૂરોગામી સાહિત્યાચાર્યોનાં પગલાંનું અનુસરણ કરવા જતાં માર્ગમાં કયાં વિઘ્ન નડવાથી અમને બીજે માર્ગે જવાની ફરજ પડી છે, એનો જરા આભાસ માત્ર આપ સૌની આગળ સવિનય નિવેદન કરૂં છું.

છેવટે, જે ગૌરવ આજે આપ સૌએ મને આપ્યું છે, તેને માટે ફરી એક વાર અંતરના ધન્યવાદ જાહેર કરી, આ ક્ષુદ્ર અને નબળો પ્રબંધ સમાપ્ત કરું છું.*

---

*૧૩૩૧ [ઇ. સ. ૧૯૨૪] ના આસોની દશમી તારીખે બંગીય સાહિત્ય પરિષદ-નદીયા શાખા-ના વાર્ષિક અધિવેશનમાં પ્રમુખપદેથી આપેલું ભાષણ.

# સાહિત્યમાં કલા અને અનીતિ

હું જાણું છું કે સાહિત્ય શાખાનો સભાપતિ થવાને હું યોગ્ય નથી, અને મારી જેમ જેઓ વૃદ્ધ છે, મારી જેમ જેમના માથાના વાળ અને બુદ્ધિ બંનેય પાકીને સફેદ થઈ ગયાં છે, તેમને પણ આ વિષે બિલકુલ સંશય નથી. કોઈના મનને દુ:ખી કરવાની મારી ઇચ્છા નહોતી, તોપણ આ પદ સ્વીકારવાની મેં હા પાડી હતી તેનું એક માત્ર કારણ એ હતું કે મારી અયોગ્યતા અને ભક્તિપાત્ર વ્યક્તિઓનું મન:દુ:ખ, એ બબ્બે મોટી બાબતોને દબાવી દેવા છતાંયે વારંવાર મને મનમાં થયા કરતું હતું કે આ અપ્રત્યાશિત મનોદૃષ્ટિને લીધે યુવાની આજે વિજયી બની છે. એની નવીન ધજાનું આહ્વાન મારે માનવું જ પડશે, એનું ફળ પછી ભલે ગમે તે આવે. અને એ પ્રાર્થના પણ ખરા દિલથી કરું છું કે આજથી એમનો યાત્રામાર્ગ ઉત્તરોત્તર સુગમ અને સાફલ્યમંડિત થાઓ.

સોળ વરસ પહેલાં બંગાળના સાહિત્યકારોના વાર્ષિક સંમેલનની તૈયારીઓ જ્યારે પહેલવહેલી શરૂ થઈ ત્યારે હું વિદેશમાં હતો. તે પછીયે ઘણા વખત સુધી મને કલ્પના પણ નહોતી આવી કે સાહિત્યસેવા જ એક દિવસ મારો વ્યવસાય બની જશે. લગભગ દશેક વરસ પહેલાં, કેટલાક તરુણ સાહિત્યકારોના આગ્રહ અને અતિશય પ્રયત્નને પરિણામે જ મારો સાહિત્યક્ષેત્રમાં પ્રવેશ થઈ ગયો છે.

બંગાળના સાહિત્યસાધનાના ઇતિહાસમાં માત્ર આ દશ જ વરસની ઘટનાઓની મને ખબર છે. એટલે એ વિષે જો કંઈ પણ બોલવું જ પડે તો આ થોડાંક વરસોની જ વાત માત્ર હું કહી શકું તેમ છું.

થોડાક મહિના પહેલાં પૂજ્યપાદ રવીન્દ્રનાથે મને કહ્યું હતું કે આ વખતે જો તમારે લખનૌ સાહિત્યસંમેલનમાં જવાનું થાય, તો ભાષણને બદલે એકાદ વાર્તા લખીને લઈ જજો. ભાષણને બદલે વાર્તા ! મેં જરા નવાઈ પામી કારણ પૂછતાં તેમણે જવાબમાં માત્ર કહ્યું: ‘એ વધારે સારૂં છે.’

આથી વધારે તેમણે કંઈ જ કહ્યું નહોતું. આટલા સમયથી વરસે વરસે સાહિત્ય સંમેલન થયે જાય છે, એટલે કદાચ એનાં ભાષણો પ્રત્યે એમને ઉત્સાહ નહિ હોય, અથવા તો, મારું જે કાર્ય છે તે જ મારે માટે ઠીક છે એવું પણ એમણે મનમાં ધાર્યું હોય. એક વાર મેં વિચાર કર્યો હતો કે લખનૌ તો જવાનું જ ન થયું, પણ જ્યાં જાઉં છું ત્યાં જ એમની આજ્ઞાનું પાલન કરીશ પરંતુ અનેક કારણોને લઈને એ ઇચ્છા કાર્યમાં પરિણત કરી શક્યો નહિ.

પરંતુ આજે આ અત્યંત તુચ્છ લખાણ વાંચવા ઊભા થતાં મને માત્ર એ જ વિચાર આવે છે કે મારે માટે કવિવરે કહેલું તે જ વધારે સારૂં હતું. એક સાધારણ સાહિત્યસેવકને માટે આવી મોટી સભામાં ઊભા થઈ સાહિત્યની સારા ખોટા પણાની ચર્ચા કરવા જવું એના જેવી વિડંબના બીજી કઈ છે ?

બંગાળી સાહિત્યના અનેક વિભાગ છે,—દર્શન, વિજ્ઞાન, અને ઇતિહાસ. એ દરેક વિભાગના પ્રમુખોનું પાંડિત્ય અસાધારણ છે, બુદ્ધિ તીષ્ણ અને સ્વચ્છ છે; એમની પાસેથી તમે અનેક નવીન રહસ્યોની ભેટ પામશો, પરંતુ હું તો એક સામાન્ય વાર્તાલેખક છું. વાર્તાલેખન વિષે જ વળી કંઈ બે શબ્દો બોલી શકું, પરંતુ સાહિત્યના દરબારમાં એનું મૂલ્ય કેટલું! પરંતુ એ મૂલ્ય પણ હું વગર વિચારે આપવાનું આપને કહેતો નથી, કદી કહ્યું નથી, આજે પણ કહેવાનો નથી. એ માત્ર મારી અંગત બાબત છે, અને એ હું સાહિત્યસાધનાનાં દશ વરસ લગી નિઃસંશયે અકુંઠિત ચિત્તે સાચવી રહ્યો છું.

આ દશ વરસમાં એક ચીજ હું આનંદ અને ગર્વપૂર્વક જોતો આવ્યો છું કે રોજ રોજ વાચકોની સંખ્યા વધતી જ ચાલી છે. અને એની સાથે સાથે સતત ચાલુ રહેલા આ આક્ષેપનો પણ અંત નથી કે દેશનું સાહિત્ય રોજ રોજ અધોગતિને માર્ગે ઊતરી રહ્યું છે. પહેલું કથન સત્ય છે, અને બીજું પણ જો સત્ય હોય તો એ દુઃખની વાત છે, બીવા જેવી છે. પરંતુ એને અટકાવવાનો બીજો કોઈ ઉપાય હોય તો ભલે, પણ સાહિત્યકારોને માત્ર કડવા શબ્દોના ચાબૂક મારી મારીને જ એમની પાસેથી મરજી મુજબ સારી સારી ચોપડીઓ લખાવી શકાશે નહિ. માણસ કંઈ ગાય કે ઘોડો થોડો જ છે! આઘાતની બીક એને છે, એ વાત સાચી, પરંતુ અપમાનબોધ નામે પણ બીજી એક ચીજ એનામાં છે એ વાત પણ એટલી જ સાચી છે. તેની કલમ બંધ કરી શકાય છે, પરંતુ ફરમાસુ ચોપડીઓ લખાવી શકાતી નથી. ખરાબ ચોપડીઓને હું સારી નથી કહેતો, પરંતુ એમાંથી છૂટવા માટે સાહિત્યસૃષ્ટિનાં બારણાં જ બંધ કરી નાખવાં એ હજારગણું વધારે અકલ્યાણકારી છે.

પરંતુ દેશનું સાહિત્ય શું ખરેખર જ નવીન સાહિત્યકારોને હાથે નીચું ને નીચું ઊતરતું જાય છે? એ વાત જો સાચી હોય તો મારો પોતાનો પણ અપરાધ ઓછો નથી. તેથી આ જ વાત આજે હું ખૂબ

ટૂંકમાં ચર્ચવા માગું છું. આ કંઈ ચર્ચા કરવાની ખાતર ચર્ચા કરતો નથી, પરંતુ આ છેલ્લાં થોડાંક વર્ષમાં બહાર પડેલાં પુસ્તકોની યાદી જોઈ મને થાય છે કે સાહિત્યસૃષ્ટિના ફુવારાનું મુખ ધીરે ધીરે રૂંધાતું જાય છે. જગતમાં કચરો ( rubbish ) ચોપડી જ એકલી કંઈ કચરો નથી, સમાલોચનાના નામે જવાબદારી વગરની કટૂક્તિના કચરાથી પણ વાણીદેવતાના મંદિરનો માર્ગ એકદમ પુરાઈ જાય એવું બને છે.

બંકિમચંદ્ર અને એમની આસપાસની સાહિત્યકારમંડળીએ એક દિવસ બંગાળના સાહિત્યાકાશને અજવાળી મૂક્યું હતું. પરંતુ મનુષ્ય ચિરંજીવ નથી, તેમનું કામ પૂરું કરી તેઓ સ્વર્ગસ્થ થયા છે. તેમણે બતાવેલા માર્ગ, અને તેમણે બતાવેલી રીતની સાથે નવીન સાહિત્યકારોનો મતભેદ થયો છે, —ભાષા, ભાવ અને આદર્શ સંબંધમાં. એટલું જ નહિ, પણ દરેક વિષયમાં.

આ જ અધોગતિનો માર્ગ છે કે કેમ તે આજે વિચારવાનું છે.

'કલાની ખાતર જ કલા'—એવું મેં પહેલાં પણ કદી કહ્યું નથી, અને આજે પણ નથી કહેતો. એનું પૂરેપૂરું તાત્પર્ય આજે પણ હું સમજી શક્યો નથી. કલા એ ઉપલબ્ધિની ચીજ છે, કવિના અંતરનું ધન છે.

નામનિર્દેશ કરવાથી કોઈને એનું સ્વરૂપ બતાવી શકાતું નથી. પરંતુ સાહિત્યની એક બીજી પણ બાજુ છે, તે બુદ્ધિ અને તર્કની વસ્તુ છે. તર્કદ્વારા તે બીજાને સમજાવી શકાય છે. હું એ જ બાજુ આજે ખાસ કરીને તમારી સમક્ષ પ્રગટ કરવા માગું છું.

વિષ્ણુશર્માના વખતથી આજ સુધી આપણે વાર્તાની અંદરથી કંઈક બોધ પ્રાપ્ત કરવા માગીએ છીએ. આ વસ્તુ આજે તો ઘણુંખરું આપણા સંસ્કારમાં જ સ્થાપિત થઈ ગઈ છે. એ વિષે કંઈ ત્રુટિ દેખાતાં આજે આપણે તે સહી શકતા નથી. સક્રોધ આક્ષેપનું પૂર જ્યારે ચડે છે ત્યારે આ તરફનો બંધ ભાંગી નાખી એ હુંકાર કરી ધસે છે. પ્રશ્ન એ થાય છે કે એથી શું

મળ્યું, કેટલો અને શો બોધ આપણને મળ્યો ? આ લાભાલાભની દિશા તરફ જ હું સૌથી પહેલું જોવા માગું છું.

મનુષ્ય પોતાના સંસ્કાર અને ભાવને લીધે જ મનુષ્ય છે. અને આ સંસ્કાર અને ભાવ વિષે જ નવીન સાહિત્યસેવકોની સાથે પ્રાચીનપંથીઓને ઝગડો જામ્યો છે.

સંસ્કાર અને ભાવની વિરૂદ્ધ જઈને સૌન્દર્યની સૃષ્ટિ કરી શકાતી નથી, તેથી નિંદા અને કટુ વાક્યોનો સૂત્રપાત પણ અહીં જ થયો છે.

એક દૃષ્ટાન્ત આપીને કહું:

વિધવાવિવાહ ખરાબ છે, એવા હિંદુના મજ્જાગત સંસ્કાર છે. વાર્તા કે નવલકથામાં વિધવા નાયિકાનો પુનર્વિવાહ કરી, નિષ્ઠાવાન હિંદુઓની નજરે સૌન્દર્ય–સૃષ્ટિ કરવાની કોઈ સાહિત્યકારની તાકાત નથી. વાંચતાંવેંત જ એનું મન કડવું ઝેર થઈ જવાનું. પુસ્તકના બીજા તમામ ગુણો એની આગળ નકામા થઈ જવાના.

સ્વર્ગીય વિદ્યાસાગર મહાશયે જ્યારે સરકારની મદદથી વિધવાવિવાહને કાયદેસર કરાવ્યો હતો, ત્યારે તેમણે માત્ર શાસ્ત્રીય વિચાર જ કર્યો હતો, હિંદુના મનનો વિચાર નહોતો કર્યો. તેથી કાયદો થયો ખરો, પણ હિંદુસમાજ એને ગ્રહણ કરી શક્યો નહિ. એમનો આવો ભારે પ્રયત્ન નિષ્ફળ થઈ ગયો. નિંદા, ગ્લાનિ, અને દુઃખ, તેમને ઘણાં સહેવાં પડ્યાં હતાં, પરંતુ તે જમાનામાં કોઈ પણ સાહિત્ય સેવકે એમનો પક્ષ લીધો નહિ. કદાચ આ અભિનવ ભાવની સાથે સાથેસાથ લેખકોની સહાનુભૂતિ નહિ પણ હોય, અથવા તો તેમને સામાજિક અપ્રિયતાનો ખૂબ ડર હશે, ગમે તે કારણ હો, તે દિવસનો એ ભાવપ્રવાહ ત્યાં જ રૂદ્ધ થઈ ગયો—સમાજદેહના થરેથરમાં, ગૃહસ્થના અંતઃપુરમાં તે પ્રવેશ પામી શક્યો નહિ.

પરંતુ આવું જો ન થયું હોત, આવી રીતે તેઓ ઉદાસીન થઈને ન રહ્યા હોત, તો તેમને નિંદા, ગ્લાનિ અને દુઃખ બધુંયે સહેવું પડત એની

ના નહિ, પરંતુ આજે આપણે હિંદુ સમાજવ્યવસ્થાનું જુદું જ રૂપ જોવા પામ્યા હોત. તે દિવસના હિંદુની દૃષ્ટિએ જે સૌન્દર્યસૃષ્ટિ કદર્ય હતી, નિષ્ઠુર હતી, અને મિથ્યા દેખાતી હતી, તેનું જ રૂપ જોઈ આજે અડધી સદી પછી કદાચ આપણાં નેત્ર અને મન મુગ્ધ બની જાત. એવું જ બને છે, સાહિત્યસાધનામાં નવીન સાહિત્યકારને આ જ સૌથી મોટું આશ્વાસન છે. તે જાણે છે કે આજનું લાંછન જ એના જીવનમાં એકમાત્ર અને સર્વકાંઈ નથી, ભાવિના ગર્ભમાં એનો પણ દિવસ આવવાનો છે; ભલેને તે સો વર્ષ પછી આવે, પરંતુ એ દિવસનાં વ્યાકુળ વ્યથિત નરનારીઓ લાખો કરોડો હાથ લાંબા કરી આજે તેને મળી રહેલી તમામ મેશ ધોઈ નાખશે.

શાસ્ત્રવચનનું માનભંગ કરવાનો મારો હેતુ નથી, પ્રચલિત સામાજિક વિધિનિષેધની સમાલોચના કરવા માટે પણ હું ખડો થયો નથી. હું માત્ર એ જ વાત યાદ કરાવવા ઇચ્છું છું કે શતકોટિ વર્ષની પ્રાચીન પૃથ્વી આજે પણ તેવા જ વેગથી ફરી રહી છે. નરનારીના યાત્રાપથની સીમા આજે પણ તેવી જ દૂરની દૂર છે. તેના શેષ પરિણામનું ચિત્ર તેવું જ અનિશ્ચિત અને તેવું જ અજાણ્યું છે. તો શું માત્ર એના કર્તવ્ય અને વિચારનો પ્રવાહ જ હમેશને માટે બંધ થઈ ગયો છે? વિચિત્ર અને નવનવીન અવસ્થાઓ વટાવી એને રાત-દિવસ આગળ વધવાનું છે,—તેનાં કેટલાં સુખ, કેટલી આશાઓ, આકાંક્ષાઓ,—ઊભા રહેવાનો અવકાશ નથી, ચાલવું જ જોઇએ,—શું માત્ર તેના પોતાના જ ચલન ઉપર તેનો કોઈ અધિકાર નહિ રહે? દૂર દૂરના કોઈ ભૂતકાળમાં એને એ અધિકારથી હમેશને માટે વંચિત કરવામાં આવ્યો છે! જેઓ ચાલ્યા ગયા છે, જેઓ સુખદુ:ખથી પર છે, આ દુનિયાની લેણદેણ પતાવી દઈ જેઓ પરલોકમાં ગયા છે, તેમની જ ઇચ્છા, તેમના જ વિચાર, અને તેમણે જ આંકેલા રસ્તાનો સંકેત જ શું એવડો મોટો છે? અને જેઓ જીવતા છે, વ્યથાથી, વેદનાથી જેમનું હૃદય જર્જરિત થઈ ગયું છે, તેમની આશા, તેમની કામનાનો કંઈ જ હિસાબ નથી? મરનારની ઇચ્છા જ શું હમેશાં જીવતાનો માર્ગ રૂંધી રહેશે? તરૂણ સાહિત્ય માત્ર આ જ વાત કહેવા ચાહે છે. તેમની વિચારસરણી, તેમના ભાવ આજે અસંગત લાગે, એટલું જ

નહિ, ખોટા પણ લાગે, પરંતુ તેઓ નહિ બોલે તો બોલવાનું કોણ ? માનવની સુગભીર વાસના, નરનારીની એકાન્ત ગભીર વેદનાનું વિવરણ એ નહિ પ્રગટ કરે તો કરશે કોણ ? માણુસને માણુસ ઓળખશે કેવી રીતે ? તે જીવશે કેવી રીતે ?

આજે એ વિદ્રોહી લાગતો હશે, પ્રતિષ્ઠિત વિધિવ્યવહાર આગળ આજે તેની રચનાઓ વિચિત્ર લાગશે, પરંતુ સાહિત્ય કંઈ સમાચારનું છાપું નથી ! વર્તમાનની દિવાલ ઊભી કરીને કંઈ એની ચારે દિશાઓ બાંધી લઈ શકાતી નથી. એની ગતિ ભવિષ્યની અંદર છે. આજે જે આંખે જોઈ શકાતો નથી, આજે પણ જે આવી પહોંચ્યો નથી, એની જ પાસેથી એને પુરસ્કાર મળવાનો છે, એની જ પાસે એના સન્માનનું આસન તૈયાર રખાયેલું છે.

પરંતુ એનો અર્થ એ નથી કે અમે સમાજસુધારક છીએ. એ ભાર સાહિત્યકારોની ઉપર નથી. કથન વધારે સ્પષ્ટ કરવા માટે હું મારું જ દૃષ્ટાન્ત આપું તો અવિનય સમજી આપ અપરાધ મનમાં લાવશો નહિ. 'પલ્લીસમાજ' નામે મારી એક નાની ચોપડી છે. તેમાં વિધવા રમા બાળમિત્ર રમેશને ચાહે છે એટલા માટે મારે અનેક તિરસ્કારના ભોગ થવું પડ્યું છે. એક વિદ્વાન સમાલોચકે તો એવો આક્ષેપ પણ કર્યો હતો કે આવી ભારે અનીતિને ટેકો આપવાથી ગામમાં કોઈ વિધવા જ નહિ રહે. જીવવા મરવાનું તો કહી શકાતું નથી, પ્રત્યેક પતિને માટે એ ભારે દુશ્ચિંતાનો વિષય છે.

પરંતુ એની બીજી બાજુ પણ છે. એને ટેકો આપવાથી સારું થાય કે ખોટું થાય, હિંદુસમાજ સ્વર્ગે જાય કે રસાતળે જાય, એ મિમાંસાની જવાબદારી મારી ઉપર નથી. રમાના જેવી સ્ત્રી, અને રમેશના જેવો પુરુષ કોઈપણ કાળે, કોઈપણ સમાજમાં થોકેથોક ઢગલાબંધ જન્મતાં નથી. બંનેના સંમિલિત પવિત્ર જીવનની ભવ્યતાની કલ્પના કરવી કઠીન નથી. પરંતુ હિંદુસમાજમાં આ સમાધાનને સ્થાન નથી. એટલું તેનું પરિણામ એ આવ્યું કે આવાં બે મહાપ્રાણ નરનારી આ જીવનમાં તો નિષ્ફળ, વ્યર્થ અને પંગુ બની ગયાં. માનવના રૂદ્ધ હૃદયદ્વારમાં વેદનાનું આટલું આ વાક્ય જો પહોંચાડી

દઇ શકું તો એથી વધારે બીજું કંઇ જ કરવાનું મારે નથી. એનો લાભાલાભ ગણી જોવાનો ભાર સમાજનો છે, સાહિત્યકારનો નથી. રમાના વ્યર્થ જીવનની પેઠે આ વાર્તા વર્તમાનકાળમાં વ્યર્થ હોઇ શકે છે, પરંતુ ભવિષ્યના ન્યાય-મંદિરમાં એક દિવસ નિર્દોષને આવડી મોટી સજા કરવાનું કોઈ રીતે મંજૂર નહિ થાય, એ વાતની મને ખાતરી છે. એવી શ્રદ્ધા ન હોત તો સાહિત્ય-સેવકની કલમ ત્યાં જ તે દિવસે બંધ થઈ જાત.

અગાઉ બંગાળી સાહિત્યની વિરૂદ્ધ બીજી ગમે તે ફરિયાદ ભલે હોય, પણ દુર્નીતિની ફરિયાદ નહોતી; એનો એ વખતે કદાચ કોઈને ખ્યાલ પણ નહોતો. એ હમણાં આવ્યો છે. ટીકાકારો કહે છે કે આધુનિક સાહિત્યનો સૌથી મોટો અપરાધ જ એ છે કે એમાં સ્ત્રીપુરુષના પ્રેમનું વર્ણન મોટે ભાગે દુર્નીતિમૂલક હોય છે, અને બધે પ્રેમની જ રગડારગડી હોય છે. અર્થાત્ અનેક દૃષ્ટિએ આ જ વાત જાણે ધરમૂળથી પુસ્તકની પ્રતિપાદ્ય વસ્તુ બની ગઈ છે.

તદ્દન ખોટું નથી. પરંતુ એનાં એકબે નાનાંમોટાં કારણ હોવા છતાંયે મૂળ કારણનો હું આપની આગળ ખુલાસો કરવા માગું છું. સમાજને હું માનું છું, પરંતુ એને દેવતા નથી માનતો. ઘણા દિવસના જમા થયેલા, નરનારીના અનેક મિથ્યાચારો, અનેક કુસંસ્કાર, અનેક ઉપદ્રવ એની અંદર એક થઈ ભળી ગયા છે. મનુષ્યના ખાવા, પીવા, પહેરવા ઓઢવા ને, રહેવા વિષે એનો શાસનદંડ એટલો સચેત નથી, પરંતુ એનું અત્યંત નિર્દય સ્વરૂપ દેખાય છે માત્ર નરનારીના પ્રેમની બાબતમાં. સામાજિક અત્યાચાર સૌથી વધારે માણસને અહીંયાં ભોગવવો પડે છે. માણસ એનાથી બીએ છે, એની તાબેદારી પરવશ બની સ્વીકારી લે છે; અને ઘણા દિવસનો જામેલો આ ભય જ છેવટે વિધિબદ્ધ કાનૂન બની જાય છે, એમાંથી કોઈને યે છટકવા દેવા સમાજ તૈયાર નથી. પુરુષને માટે એ એટલું મુશ્કેલ નથી, એને માટે છટકબારીઓ ઉઘાડી છે, પરંતુ નારીને માટે કયાંય પણ કોઈ પણ પ્રકારે છૂટકારાનો રસ્તો નથી. તેથી જ સતીત્વના મહિમાનો પ્રચાર વિશુદ્ધ સાહિત્ય બની બેઠો છે.

પરંતુ આ પ્રોપેગેન્ડા ( પ્રચાર )ના કાર્યને જ નવીન સાહિત્યકાર જો પોતાની સાહિત્યસાધનાના મુખ્ય કર્તવ્ય તરીકે ગ્રહણ ન કરી શકે, તો એ માટે એની નિંદા ન કરી શકાય. પરંતુ એના બચાવની અંદર પણ એની યથાર્થ વિચારણા માટે ઘણું તત્ત્વ રહેલું છે, એ સત્યનો પણ અસ્વીકાર કરી શકાય એમ નથી.

એકનિષ્ઠ પ્રેમની મર્યાદા નવીન સાહિત્યકાર સમજે છે; એની પ્રત્યે તેનાં શ્રદ્ધા અને સન્માનની હદ નથી. પરંતુ જે વસ્તુ એનાથી સહન નથી થતી તે તો એ પ્રેમને નામે ચાલતો દંભ છે. તેને થાય છે કે આ દંભના છિદ્રદ્વારા ભવિષ્યની પ્રજા જે અસત્ય પોતાના આત્મામાં સંક્રામિત કરી લઈને જન્મ ગ્રહણ કરે છે, તે એને આખી જિંદગી સુધી ભીરુ, કપટી, નિષ્ઠુર અને મિથ્યાચારી બનાવી મૂકે છે.

સગવડ અને જરૂરિયાતના દબાણથી જગતમાં અનેક અસત્યોને વખતે સત્ય સમજી ચલાવવાં પડે છે, પરંતુ એ બહાને દેશના સાહિત્યને પણ કલુષિત કરી નાખવું એના જેવું પાપ બીજું ભાગ્યે જ હશે. જરૂરિયાત ગમે તેવી હોય, પરંતુ આ સંકુચિત કુંડાળામાંથી એને મુક્તિ આપવી જ પડવાની છે. સાહિત્ય દેશનું ઐશ્વર્ય છે; ઐશ્વર્ય પ્રયોજનથી પર છે. વર્તમાનના રોજ રોજના પ્રયોજને તેને વટાવવાનું ન પાલવે, એ વાત કદી પણ ભૂલવા જેવી નથી.

પરિપૂર્ણ મનુષ્યત્વ સતીત્વના કરતાં મહાન છે, એ વાત હું એક દિવસ બોલ્યો હતો. એ શબ્દોને ફાવે તેમ મારી મચડીને ભુંડા ચીતરી મારી વિરૂદ્ધ બેશુમાર ગાળાગાળી થઈ હતી. માણસ ઓચિંતો જાણે પાગલ બની ગયો. અત્યંત સતી નારીને પણ ચોરી, છેતરપીંડી કરતી, જૂઠી અને બનાવટી સાક્ષી દેતી મેં જોઈ છે અને એનાથી બરાબર ઊંધું જ જોવાનું પણ મારા નસીબમાં બન્યું છે. આ સત્યનો નીતિપુસ્તકમાં સ્વીકાર કરવાની આવશ્યકતા નથી. પરંતુ ઉંમરલાયક છોકરાછોકરીને જો વાર્તાને મિષે આ નીતિકથા શીખવવાનો ભાર સાહિત્યે લેવો પડવાનો હોય, તો હું કહું છું કે સાહિત્ય ન હોય એ જ સારૂં છે.

સતીત્વની કલ્પના સદાકાળ એક નથી. પૂર્વે પણ નહોતી, અને હવે પછી પણ કદાચ એક દિવસ નહિ હોય. એકનિષ્ઠ પ્રેમ અને સતીત્વ બંને એક જ વસ્તુ નથી એ વાત જો સાહિત્યમાં સ્થાન નહિ પામે, તો એ સત્ય રહેશે ક્યાં ?

સાહિત્યનું સુશિક્ષણ, નીતિ અને લાભાલાભ વિષે જ કંઈક અત્યારસુધી મેં કહ્યું છે. પણ એના કરતાં પણ જે મહાન છે, એનો આનંદ, એનું સૌન્દર્ય,—એની ચર્ચા કરવાનો વખત, અનેક કારણોને લઈને મને મળ્યો નથી. માત્ર બે શબ્દો કહી રાખવા ઇચ્છું છું કે આનંદ અને સૌન્દર્ય એ માત્ર બાહ્ય પદાર્થો જ નથી. ખામી માત્ર સર્જનની છે, એને ગ્રહણ કરવાની શક્તિ તો છે—એમ કહેવું એ કોઈ રીતે સત્ય નથી.

આજે આ કદાચ અસુંદર અને આનંદહીન લાગવા સંભવ છે, પરંતુ આ જ કંઈ એનો છેલ્લો શબ્દ નથી. આધુનિક સાહિત્ય સંબંધી આ સત્ય સમજી રાખવાની જરૂર છે.

હવે માત્ર બે શબ્દો કહી મારું વક્તવ્ય સમાપ્ત કરીશ. અંગ્રેજીમાં Idealistic અને Realistic નામે બે શબ્દો છે. હાલમાં કોઈ કોઈ એવો આક્ષેપ કરે છે કે આધુનિક બંગાળી સાહિત્ય વધુ પડતું realistic થતું જાય છે. એકને બાદ કરવાથી તે બીજું નથી થઈ જતું. કંઈ નહિ તો નવલકથાનું તો તેમ નથી થતું. તેમ છતાં કોણે કેટલું, કયે કિનારે ઘસાઈને ચાલવું એ માત્ર સાહિત્યકારની શક્તિ અને રૂચિની ઉપર આધાર રાખે છે.

તોપણ એક ફરિયાદ એવી થઈ શકે છે કે પહેલાંની પેઠે રાજારજવાડાં અને જમીનદારોના, દુઃખ-દૈન્યના દ્વંદ્વ વગરના જીવન-ઇતિહાસમાં આધુનિક સાહિત્યસેવકનું મન હવે ભરાતું નથી. તેઓ નીચલા થરમાં ઊતરી ગયા છે. પણ એમાં અફસોસ કરવા જેવું કંઈ નથી.

ઊલટું, આ અભિશપ્ત અને, અનંત દુઃખમાં ડૂબેલા દેશમાં, પોતાનું અભિમાન વિસર્જન કરી દઈ, રશિયાના સાહિત્યની પેઠે જે દિવસે આપણો સાહિત્યકાર સમાજના હજી યે નીચલા થરમાં ઊતરી પડી, એમનાં સુખ, દુઃખ, અને વેદનાની અંદર પગ માંડી ઊભો રહેશે, તે દિવસે આ સાહિત્યસાધના કેવળ સ્વદેશમાં જ નહિ, વિશ્વસાહિત્યમાં પણ પોતાનું સ્થાન જમાવશે.

પરંતુ હવે નહિ બોલું. તમારો ઘણો સમય લીધો છે, હવે વધારે નહિ લઉં. પરંતુ બેસી જતા પહેલાં બીજી એક વાત જણાવવાની છે. બંગાળના ઇતિહાસમાં આ વિક્રમપુર મહાન ગૌરવનું અધિકારી છે. વિક્રમપુર પંડિતોની ભૂમિ છે, વીરની લીલાભૂમિ છે, સર્જનની જન્મભૂમિ છે. મારા પરમ શ્રદ્ધાસ્પદ ચિત્તરંજન આ દેશના જ મનુષ્ય છે. મુન્શીગંજમાં જે માન આપે મને આપ્યું છે, તે હું કદી પણ નહિ ભૂલું. આપ સૌને કૃતજ્ઞતાપૂર્વક પ્રણામ કરું છું, સ્વીકારશો.

---

* ૧૩૩૧ ના ચૈત્ર માસમાં મુન્શીગંજમાં સાહિત્યસભાના પ્રમુખપદેથી આપેલું ભાષણ. [ઇ. સ. ૧૯૨૪]

# ભારતીય ઉચ્ચ સંગીત

ગયા અષાઢ મહિનાના 'ભારતવર્ષ'માં શ્રીયુત દિલીપકુમાર રાયનો લખેલો 'સંગીતના સંસ્કાર' નામે લેખ પ્રગટ થયો છે. એના જવાબમાં એક લેખ શ્રીયુત્ પ્રમથનાથ બંદોપાધ્યાય મહાશયે 'ભારતવર્ષ'માં છાપવા મોકલ્યો હતો. પરંતુ આ કારણથી તેની લેખકને ખબર નથી, તેના કમનસીબે એ વિરોધી લેખ પાછો આવવાથી, એણે ફરજ પડતાં એ ગરમગરમ લેખ એકદમ, ઠંડો થઈ જાય એ પહેલાં, એને 'બંગવાણી'ના ઉદાર ખોળામાં ફેંકી દીધો. લેખ 'બંગવાણી'ના માઘ મહિનાના અંકમાં પ્રગટ થયો છે.

શ્રી પ્રમથબાબુ પોતાના પ્રબંધમાં એક સ્થળે લખે છે: "હું એ પુરાતત્ત્વવિદ્‌ને વધારે પસંદ કરું છું જે એક તામ્રપત્ર ખોદી કાઢે છે અને વાંચે છે—પરંતુ એ કવિને પસંદ નથી કરતો જેણે નૂતનનું ગાન ગાવું છોડી, કેવળ 'નવું કંઈક કરો'નું ગીત ગાયું છે." પ્રબન્ધ કેમ પાછો આવ્યો હશે એ હવે સમજવું અઘરું નથી. ખૂબ સંભવિત છે કે 'ભારતવર્ષ'ના બુઢ્ઢા સંપાદક,

દિલીપકુમારના લેખના જવાબમાં, પોતાના સ્વર્ગસ્થ મિત્ર—દિલીપના પિતા પ્રત્યેનો આ અકારણ કટાક્ષ જીરવી શક્યા નહિ હોય, અને, એ કવિએ નૂતન ગાન ગાવું છોડી કેવળ માત્ર 'નવું કંઈક કરો' નું ગીત ગાયું છે—એ પ્રમથબાબુની ઉક્તિને અસત્ય સમજી એમના મોકલેલા આ ઉત્તમ પ્રતિના લેખનો એમણે ત્યાગ કર્યો હોય તો એમાં એમનો દોષ પણ કાઢી શકાય નહિ.

એ ગમે તેમ હો, ન છાપવાનું શું કારણ એ એમને જ ખબર, પરંતુ દિલીપકુમારની વિરૂદ્ધ ઘણીખરી બાબતમાં પ્રમથબાબુની સાથે હું મળતો છું એમાં લેશમાત્રે સંશય નથી. સોળેસોળ આના મળતો થાઉં છું કહું તો પણ એમાં અતિશયોક્તિ નહિ કહેવાય.

પ્રમથબાબુને હિંદુસ્તાની સંગીત પાછળ માથાના વાળ ધોળા થઈ ગયા, તોપણ દિલીપના વક્તવ્યનો અર્થ સમજવાની શક્તિ એમનામાં ન આવી. પ્રથમબાબુ કહે છે કે પોતે બોલવામાં ઉસ્તાદ નથી, એટલે 'ગોઠવીને અનેક રૂપે' કહી નહિ શકે—તોપણ રૂક્ષ શબ્દોમાં ગાળાગાળી કે જે કંઈ કરશે તેથી કશું ઢાંક્યું નહિ રહે.

પ્રમથબાબુના વાળ પાકયા છે, પણ મારા તો એ પાકીને ખરી પડ્યા છે! દિલીપ કહે છેઃ 'આપણા સંગીતમાં કંઈક નવું કરવાનો વખત આવ્યો છે,—ભલેને આપણું સંગીત ગમે તેટલું મહાન હોય—કારણકે પ્રાણધર્મનું ચિહ્ન જ ગતિશીલતા છે.'

પરંતુ બોલવાથી શું થવાનું? દિલીપનો જ્યારે એક વાળ પણ પાકયો નથી, ત્યારે આ બધા શબ્દોની અમે પરવા નહિ કરીએ.

દિલીપ કહે છેઃ 'જે મૂડી આપણે વારસામાં પામ્યા છીએ,—એને વ્યાજથી વધારો, નહિ તો મુદ્દલે ખવાઈ જશે,—આ જ છે જ્ઞાનરાજ્ય અને ભાવરાજ્યનું ચિરંતન રહસ્ય.'

પ્રમથબાબુ કહે છે: 'આ સાધારણ સત્ય અમે બધાયે જાણીએ છીએ.'

જાણીએ જ છીએ તો !

આગળ તેઓ કહે છે: 'પરંતુ સર્જનનું કામ એવું સહેલું નથી કે જે કોઈ ધારે તે કરી શકે. આ પૃથ્વી એટલી ઉર્વર હોત તો........ હિંદુસ્તાની સંગીતના પ્રવાહમાં જો પચાસસાઠ વરસ કોઈ નવું સર્જન ન થાય તો એ સમય એટલો મોટો નથી કે આપણે અધીરા થઈ જવું પડે.'

હું પણ આમ જ કહું છું. અમારા વાળ પાક્યા છે, દિલીપના પાક્યા નથી. અમે બંને એકઅવાજે કહીએ છીએ કે અધીરા બની પગ પછાડવા એ ખોટું છે. પૃથ્વી એટલી ઉર્વર નથી. પચાસસાઠ વરસથી વધારે તો થયાં નથી, એટલામાં અધીરા બની પગ પછાડવાના ! અરે, ગમે તે કરોને, સ્પષ્ટ કહી દઉં છું કે કશુંયે વળવાનું નથી,—આમાં કશુંયે છૂપું નથી.

પરંતુ આગળ પ્રમથબાબુ કહે છે: 'જ્યારે કોઈ સ્રષ્ટા સર્જનની પ્રતિભા લઈને આવશે ત્યારે તે સર્જન કરશે જ, બેડીઓ તોડશે જ; અચલાયતન જમીનદોસ્ત કરશે જ—એને કોઈ છેતરી નહિ શકે, કોઈ ખાળી રાખી નહિ શકે...'

પ્રમથબાબુનું આ વચન હું સત્ય માની શકતો નથી, કારણ કે જગતમાં કેટલા માણસોએ મારું નામ સાંભળ્યું છે ? કેટલા માણસો મારો સ્વીકાર કરે છે ? પેલા મહોલ્લાના મનુ દત્ત છે ને મનુ દત્ત—એણે પણ મને ખાળી રાખ્યો છે ! પૃથ્વીમાં અન્યાય નામે એક શબ્દ પણ છે તેનું શું ? જવા દો, આ મારી વ્યક્તિગત બાબત છે. પોતાની સુખ્યાતિ પોતાને મોઢે કરતાં મને ખૂબ સંકોચ થાય છે.

પરંતુ આ પછી પ્રમથબાબુ લાંબા કાળના અનુભવથી ઉચ્ચ સંગીત સંબંધી જે સત્ય પ્રગટ કરે છે તેનો અસ્વીકાર કરવાની શક્તિ કોઈનામાં નથી.

પ્રમથબાબુ કહે છે: 'ભારતનું ઉચ્ચ સંગીત ભાવસંગત છે. માત્ર સા રે ગ મ નો પડદો દબાવી કાનને મધુર લાગે તેવી શબ્દપરંપરા ઉત્પન્ન કરવાથી જ કંઈ એ સંગીત બની જતું નથી. ટૂંકમાં કહીએ તો રાગ રાગિણીનું ચોકઠું ભાવગત છે, પડદાગત નથી.'

હું પણ એ જ કહું છું અને આપણા નાગ મહાશયનો પણ બરાબર એવો જ અભિપ્રાય છે. તેઓ ઘરડેઘડપણ લડાઈના બજારમાં પૈસા કમાઈ એક હારમોનિયમ ખરીદી લાવી રાતદિવસ આ જ સત્ય સિદ્ધ કરી રહ્યા છે. તેઓ ચોખ્ખું કહે છે કે સા રે ગ મ તો કંઈ જ નથી, સાં ની પછી જોરથી અવાજ કરીએ તો રે થાય, અને હજી જરા જોરથી અવાજ કરીએ તો ગ થાય, અને એથી યે આગળ જોરથી ગળું ખેંચીએ કે મ સૂર નીકળે. ખૂબ સંભવિત છે કે તેમનો પણ અભિપ્રાય એવો છે કે ઉચ્ચ સંગીત 'ભાવગત' છે, 'પડદાગત' નથી. અને એ જ હકીકત સાબીત કરવા માટે હારમોનિયમની ચાવી દબાવી રાખી નાગમહાશય ભાવગત બની જ્યારે ઉચ્ચ સંગીતની શબ્દપરંપરાનું સર્જન કરે છે, ત્યારે એ એક જોવા સાંભળવા જેવી ચીજ હોય છે. શ્રીયુત પ્રમથબાબુના સંગીતતત્ત્વજ્ઞાનની સાથે એમનો આટલો બધો મેળ છે, એ વાત હું પણ આજ લગી જાણતો નહોતો. અને તે વખતે બારણામાં જે ભીડ મચી જાય છે, તે પ્રમથબાબુના ઉપર્યુક્ત ઉસ્તાદજીના સન્માનવાળી વાર્તાની સાથે એવી શબ્દેશબ્દ મળતી આવે છે કે એક વાર તે પણ જોવા જેવી ચીજ છે.

પ્રમથબાબુ કહે છે : 'જે ચાલનું ધ્રુપદ લુપ્તપ્રાય થઈ ગયું છે, અને લુપ્ત થઈ ગયા છતાં પણ દિલીપકુમારના અભિપ્રાય મુજબ જેનું દુઃખ કરવા જેવું કંઈ નથી, એ જ મારે મન સાચેસાચું ઉચ્ચ પ્રતિનું ધ્રુપદ છે. આ ધ્રુપદનું નામ ખાંડારવાણી ધ્રુપદ !'

ખરું છે. મારા મત મુજબ પણ આ જ સાચું ઉચ્ચ પ્રતિનું ધ્રુપદ છે. અને મને લાગે છે કે નાગ મહાશય પણ હમણાં હમણાંના આ ખાંડારવાણી ધ્રુપદની ઉપાસનામાં જ લાગેલા છે. એમનો જય થાઓ !

વૈશાખના 'ભારતી'માં દિલીપકુમારે એક ઉસ્તાદજીને મલ્લયોદ્ધો કહ્યો છે, અને બીજા ઉસ્તાદજીના ગળામાંથી બસૂરો અવાજ નીકળે છે એમ કહ્યું છે. મેં નથી વાંચ્યું, પરંતુ, ઘણાઓના સંબંધમાં આ બંને

ફરિયાદ સાચી છે, તે હું પણ મારા લાંબા અનુભવથી જાણું છું. પ્રમથબાબુ બંગાળ દેશથી પ્રસન્ન નથી; ચાટુજ્જે બાંડુજ્જેના મુખનું ગાન એમને સારૂં લાગતું નથી, પરંતુ, બહુ જૂની વાત નથી,—આ દેશના જ એક ચક્રવર્તી મહાશય હતા, પ્રમથબાબુ એમને ભૂલી ગયા લાગે છે.

પ્રમથબાબુ લખે છે કે 'જે હેતુથી આલાપની પછી ધ્રુપદ, ધ્રુપદની પછી ખેયાલ અને ખેયાલની પછી ટપ્પા અને ઠુમરીની ઉત્પત્તિ થઈ હતી, તે જ હેતુથી એ બધાની પછી બંગાળ દેશમાં કીર્તન, [1] બાઉલ અને [2] સારી ગાનની ઉત્પત્તિ થયેલી. પરંતુ આ છેલ્લી ત્રણ રીતનું સંગીત મારા બંગાળની શુદ્ધ સ્વદેશી ચીજ હોવા છતાં યે ઉચ્ચ સંગીત તરીકે હું એના વિકાસને અભિનંદી શકતો નથી. શા માટે?'

શા માટે?

કારણ કે અમે કહીએ છીએ કે 'એ લોકો ભૂતકાળથી બિલકુલ યોગભ્રષ્ટ થયેલા છે!'

શા માટે?

કારણકે અમે કહીએ છીએ કે, 'એ લોકો મોટે ભાગે રાતોરાત લખપતિ બની ગયેલાની પેઠે પોતાના ખોટા અહંકારથી ફૂલીને ફાળકો બની ગયા છે.' એટલે સુધી કે એક જણના ધોળા વાળ અને બીજાના બોડકા માથાના અહંકારને યે વટાવી ગયા છે.

શા માટે?

કારણકે 'આજકાલ એ જ મોટી ગમત જોવા મળે છે કે ભૂતકાળને તુચ્છ સમજી એક માત્ર પ્રતિભાના જોરે ભાવિનું નિર્માણ કરી લેવા આપણે બધાયે વ્યગ્ર બની ગયા છીએ!'

---

૧. બાઉલ—એ નામનો બંગાળમાં ગાયક ભિક્ષુસંપ્રદાય છે.

૨. સારી—ખલાસી, હોડીવાળા વગેરેનું ગાન.

શું માત્ર પ્રતિભાના જોરે ભાવિનું નિર્માણ કરશો ? તાકાત શી છે ? અમે ધોળા વાળ અને બોડકા માથાવાળા કહીએ છીએ કે એ નહિ બને, અમે વાંધો લેવાના જ લેવાના !

'આજકાલ પશ્ચિમનો વિજાતીય સંગીતનો પ્રવાહ એવી રીતે આપણા મનની અંદર ઘુસી ગયો છે કે આપણે જ્યારે આપણા પ્રાચ્ય સંગીતની ચાલ કે રીત-ભંગિને જરાપણ ફેરવવા જઈએ છીએ ત્યારે જાણે ખીચડો જ થઈ જાય છે.'

શા માટે ?

કારણકે અમે કહીએ છીએ કે ખીચડો થઈ જાય છે !

શા માટે ?

કારણકે અમે કહીએ છીએ,—સેંકડો વાર કહીએ છીએ કે એ બંને તેલ અને જળની પેઠે પરસ્પર વિરોધી છે.

અમે ધોળા વાળ અને બોડકું માથું એક સાથે ગળું ખેંચી કહીએ છીએ કે એ બંને, અગરૂ ચંદનની સાથે લવેન્ડર, ઓડીકોલોનની પેઠે પરસ્પર વિરોધી છે. ઉફ ! અગરૂ ચંદન અને લવેન્ડર ઓડીકોલોન ! આવી ભારે દલીલની સામે દિલીપકુમારને હવે શું બોલવાનું હોઈ શકે એની જ અમે તો કલ્પના કરી શકતા નથી.

આ પછી બંદ્યોપાધ્યાય મહાશય ફરિયાદ નોંધાવે છે : 'ખડા પડદા ઉપરથી ખડા પડદા ઉપર ઠેકી પડવું, જેવી રીતે પેલો વીર પુંગવ સુવર્ણની લંકાના એક છાપરા પરથી બીજા છાપરા પર કૂદી પડ્યો હતો તેવી રીતે... ......વગેરે વગેરે.'

આ ખૂબ ભયજનક શબ્દો છે ! અને પ્રમથબાબુની સાથે હું એનો ઘોર વિરોધ કરું છું. કારણકે છાપરા ઉપર આપણે નૃત્ય શરૂ કરી દઈએ તો જેઓ હેઠળ સુનિદ્રામાં ડૂબેલા છે, તેમને અત્યંત આઘાત લાગવા સંભવ છે. ઉપરાંત બીજો ભય પણ ઓછો નથી. કારણ કે હું તો જો કે બોડકા માથાવાળો છું, પરંતુ સુવર્ણની લંકા તરફ જેને અણગમો છે, તેઓ જો બાંડુજ્જે

મહાશયના ધોળા કેશને શરીરના સફેદ વાળ માની લઈ એમને છાપરે-છાપરે કૂદવાની ફરજ પાડે તો દુઃખનો પાર ન રહે.

પ્રમથબાબુ કહે છે: 'ધ્રુપદ અને ખેયાલ બેઉ ભારતસંગીતનાં બે વિચિત્ર અને મૌલિક સ્વરૂપ છે, પરંતુ એ બંનેમાં ધ્રુપદ જ વધારે સૌન્દર્ય-શાળી છે એ વાતનો દરેક નિષ્પક્ષ સંગીતજ્ઞ સ્વીકાર કરશે.'

સ્વીકાર ન કરે તો જાય ક્યાં! સ્વીકાર ન કરે તો એ નિષ્પક્ષ નથી, અથવા તો સંગીતજ્ઞ નથી. કારણ? કારણ એ જ કે એક ધોળા વાળવાળો અને બીજો બોડકા માથાવાળો બેય જણ અમે એક સાથે બોલી રહ્યા છીએ! જોરશોરથી ગર્જના કરીએ છીએ! આ પછી પણ સંસારમાં કઈ દલીલ કરવી બાકી રહે છે તે મારી તો કલ્પનામાં પણ આવતું નથી!

અમે ફરી પાછા કહીએ છીએ કે 'ધ્રુપદ તમામ પ્રકારના સંગીતમાં જ્યેષ્ઠ છે, ગરિષ્ઠ છે, પૂજ્યતમ છે!'

દુનિયામાં એવો કમઅક્કલ કોણ હશે જે આવી ભારે અખંડ દલીલની સામે પણ લજ્જાથી મોં નહિ સંતાડે! તોપણ મેં હજી વજ નથી છોડયું! બાંકુજ્યે મહાશયના 'મુખપાત'ની દલીલ દબાવી દીધી છે!

આપણા ઉસ્તાદો વિષે દિલીપકુમાર કહે છે કે આપણે છોકરાઓને માંખો મારવા જેવું શીખવીએ છીએ, એટલે આપણે છોકરાઓને ગ્રામો-ફોન જ બનાવી દેવા માગીએ છીએ.

દિલીપકુમારનો આ આક્ષેપ બિલકુલ પાયા વગરનો છે.

પ્રમથબાબુ તો સ્પષ્ટ કહે છે: 'મેં તો કદી પણ મારા વિદ્યાર્થીઓના સ્વતંત્ર વ્યક્તિત્વને દબાવી રાખવાનો પ્રયત્ન કર્યો નથી,—કારણ કે સ્વતંત્ર પ્રવૃતિને તક ન અપાય તો વિદ્યાદાનનો હેતુ જ નકામો થઈ જાય છે. × × × વગેરે.'

મારા પોતાના વિદ્યાર્થીઓ સંબંધમાં મારો પોતાનો પણ બરાબર આવો જ અભિપ્રાય છે. અને વિદ્યાદાનનો ખરેખરો હેતુ જ નકામો થઈ જાય એવું આપણે કોઈ જ ઇચ્છતા નથી. (અવશ્ય કંઈક વિષયાન્તર થવા

છતાં યે એ વાતનો અહીં ઉલ્લેખ કરવાની જરૂર છે કે મારી પાસે કોઈ જ વિદ્યાર્થી આવતો નથી. કારણકે, પૂરતો પ્રયત્ન કરવા છતાં યે કોઈ જ વિદ્યાર્થી મારી પાસે ભણવા ઇચ્છતો નથી. લોકોના મોઢે સાંભળું છું કે કેટલાક એવા અવિનયી વિદ્યાર્થીઓ છે જેઓ મારે વિષે કહે છે કે એમની પાસે ભણવા જવા કરતાં પ્રમથબાબુની પાસે જઈને ભણીશું.)

એ ગમે તેમ હો, પરંતુ વિદ્યાર્થીઓ સંબંધી અમે બંને યે દિલીપકુમારના આક્ષેપનો ફરી ફરી વિરોધ કરીએ છીએ. એવા હલકા માર્ગનું અમે કોઈ જ અવલંબન કરતા નથી. તેઓ પણ નહિ, હું પણ નહિ.

બીજી પણ એક બાબત છે. આપણા ઉસ્તાદોના મુદ્રાદોષ વિષે દિલીપકુમારે જે અભિપ્રાય પ્રગટ કર્યો છે તે તદ્દન અર્થહીન અને અસંગત છે. પ્રમથબાબુએ ખરું કહ્યું છે: 'માણસ જ્યારે કોઈ એક ભાવના આવેશમાં મત્ત બની જાય છે, ત્યારે એને જ્ઞાન નથી રહેતું.'

ખરેખર એવું જ બને છે. જ્ઞાન નથી રહેતું. અમારા નાગ મહાશય જ્યારે ખાંડારવાણી ધ્રુપદની ઉપાસના કરે છે ત્યારે દિલીપકુમાર આવીને એક વાર તે નજરોનજર જોઈ જાય! ખરેખર, જ્ઞાન નથી રહેતું!

પરંતુ લેખ લાંબો થઈ ગયો, હવે નહિ. બંદ્યોપાધ્યાય મહાશયની એકેએક લીટી ઉતારવાનો લોભ થાય છે, પરંતુ એ સંભવિત નથી એટલે જ ચૂપ રહ્યો છું. તેમનું પંખીસમાજનું 'એક ઘર'નું વિવરણ પણ જેવું જ્ઞાનગર્ભ છે, તેવું જ વિસ્મયજનક છે. શરીર રોમાંચિત થઈ જાય છે. છેવટે લેખ એમણે પૂરો કર્યો છે તેવા જ જ્ઞાનભરપૂર શબ્દો વડે—'મૂળ વાત એ છે કે દરેક વિષયમાં અધિકારીભેદ હોય છે.'

એનો અર્થ એ કે ગાતાં આવડે તો જ લેખ લખવો જોઈએ, અને એક છાપું ન છાપે તો બીજા છાપામાં છપાવવો જ જોઈએ તેવું નથી;— અધિકારી ભેદ હોય છે.

---

* 'ભારતવર્ષ,' ફાગણ ૧૩૩૧, [ઇ. સ. ૧૯૨૪]

# આધુનિક સાહિત્યનો બચાવ

શિવપુરની આ નાનકડી સમિતિની સાહિત્ય શાખા તરફથી આપ સૌનો સત્કાર કરવાનો ભાર એક સાહિત્યવ્યવસાયીને માથે પડ્યો છે. હું આપ સૌનું માનપૂર્વક સ્વાગત કરું છું. થોડાક જ દિવસમાં આટલા બધા સાહિત્યકારો ભેગા થઈ ગયા' છે; તેમની તૈયારીઓ અને વિસ્તારની વિપુલતાની સરખામણીમાં આ ક્ષુદ્ર અધિવેશન એથી યે વધુ ક્ષુદ્ર છે, પરંતુ આપનાં પગલાંથી આ ક્ષુદ્ર વસ્તુ આજે જે ગૌરવ પ્રાપ્ત કરશે, એને કોઈ રીતે ક્ષુદ્ર કહેવું નહિ પાલવે, એ લોભ અમે કોઈ રીતે જતો કરી શકતા નથી.

સમસ્ત વિશ્વનો વરણીય કવિ આજે આપણો સભાપતિ છે. ઘણી મુશ્કેલી પછી એને પસંદ કર્યો છે. કેવળ માત્ર તેને અંદર આણવાના લોભથી જ નહિ,—સભાપતિને લીધે તો અનેક ક્ષેત્રમાં અનેકને મર્મપીડાનું કારણ મળ્યું છે. તેથી અમે નક્કી કર્યું હતું કે એવી એક વ્યક્તિને લાવી હાજર કરવી કે, જેના સર્વોચ્ચ સ્થાન વિષે બે મત ન હોય,—જેથી આ આનંદ ઉત્સવની અંદર મર્મપીડાને લેશમાત્ર પણ અવકાશ ન રહે.

હરેક પ્રકારની સભા સમિતિઓમાં મારી ગતિવિધિ બહુ અલ્પ છે. કેટલીક વાર ખબર નથી મળતી એથી, અને કેટલીકવાર બની શકતું નથી તેથી મારાથી જવાતું નથી. એટલે સાહિત્યને નામે દેશમાં રાતદિવસ જે દરબાર ભરાય છે ત્યાં શું બધું થઈ રહ્યું હોય છે એ હું પૂરૂં જાણતો નથી.

તેમ છતાં ઘરમાં બેઠાં બેઠાં સમાચાર પત્રોની મારફત જે કંઈ તથ્ય પામું છું તેમાંથી એકંદરે એક ધારણા જન્મ પામી છે. આજે અહીં એકત્રિત થયેલા સાહિત્યકારોની સમક્ષ વિનયપૂર્વક એનો કંઈક ખ્યાલ આપવાનો પ્રયત્ન કરીશ.

શ્રીમંતોના સમાગમથી આડંબરપૂર્ણ એવા આ બધા દેશના સાહિત્યમેળા-વડાઓમાં દરિદ્ર સાહિત્યકારો હાજરી આપે છે કે નહિ તે હું ચોક્કસ જાણતો નથી. અને હાજરી આપતા હોય તો, તેઓ ત્યાં કંઈ બોલવાનો પ્રયાસ કરે છે કે નહિ તેની પણ મને ખબર નથી. કદાચ કંઈક બોલતા પણ હશે, પરંતુ સભાના એકાંત ખૂણામાં બેઠેલા, પેટે પાટા બાંધી જીવતા, બિચારા સાહિત્યના સેવકનો ક્ષીણ કંઠ પ્રબલ પક્ષના ઉદ્દામ કોલાહલમાં ઢંકાઈ જવાનો ખૂબ જ સંભવ છે—તેમનો અવાજ આપણા કાન સુધી પહોંચતો નથી.

પરંતુ જેમનો કંઠ દબાઈ જતો નથી, જેમના બોલ લોકોના કાન પર નગારાની પેઠે ઠોકાય છે,—તેમના ગળામાં જોર છે એની હું અદેખાઈ નથી કરતો, અથવા તો સાહિત્યસાધના માટે, વરસના ત્રણસો ને ચોસઠ દિવસ સાહિત્યકારોને લહેરથી એમનું ફોડી લેવા દઈ, કેવળ માત્ર એક જ દિવસ જેમણે પોતાના હાથમાં રાખ્યો છે, તેવી વિનીત અને ઉદાર વ્યક્તિઓ પ્રત્યે ઇર્ષ્યા પેદા થવી પણ સંભવિત નથી. પરંતુ આ એક જ દિવસનો ઉધમ જ્યારે એમની તમામ મર્યાદાઓને વટાવી જાય છે, ત્યારે બે શબ્દો કહેવાની જરૂર પડે છે.

અહીં હું એક બાબત બરાબર સ્પષ્ટ કરી દેવા ચહું છું કે કોઈ પણ ચોક્કસ વ્યક્તિ કે સમિતિને ઉદ્દેશીને હું એક અક્ષર બોલતો નથી. કારણ

કે, આ જો કોઈ ચોક્કસ વ્યક્તિ કે કોઈ ચોક્કસ સમિતિને લગતી બાબત હોય તો કંઈ પણ કહેવાની જરૂર જ ન પડત. હું સાધારણ ભાવે જ મારો અભિપ્રાય જાહેર કરું છું.

મેં જોયું છે કે સાહિત્યલેખનના કાર્યને વધારે પડતું સમજી જેઓએ એની સમાલોચનાના કાર્યમાં મન પરોવ્યું છે, તેમનું વક્તવ્ય મુખ્યત્વે એ પ્રકારનું છે. બીજી શાખા પ્રશાખાઓ ઘણી છે,—એ વિષે પછી કહેવાશે.

પહેલું તો એ લોકો કહે છે કે બંગાળી ભાષા જેવી ભાષા બીજા કોની છે? આપણા સાહિત્યે વિશ્વસાહિત્યમાં સ્થાન પ્રાપ્ત કર્યું છે. આપણા સાહિત્યે 'નોબેલ પ્રાઈઝ' જીત્યું છે. એટલે સુધી કે આપણું સાહિત્ય ખૂબ સરસ છે એ વાત વિલાયતના સાહેબો પણ કહે છે. પચાસ જ વરસમાં આવી ભારે પ્રગતિ બીજા કયા દેશે ક્યારે કરી છે?

એમનું બીજું વક્તવ્ય એ છે કે બંગાળી સાહિત્ય રસાતળે જવા બેઠું છે,—હવે બચવાનું નથી. બંગાળી સાહિત્યનો ઉકરડો ઊંચો ચડતો જાય છે, અમારી વાત કોઈ સાંભળતું નથી; હાય! હાય! બંકિમચંદ્ર આજે હયાત નથી, એમના વિના ગદ્દા કોણ વીંઝશે! ઢગલાબંધ કવિતા ને નાટકો નોવેલો બહાર પડે છે, એમાં ક્યાંયે સદ્બોધ નથી—બધીયે કેવળ દુર્નીતિથી પૂર્ણ છે. આનું ખરાબ પરિણામ પણ સ્પષ્ટ દેખાય છે. કારણ કે પુરાતત્ત્વની જે ચોપડીઓ હજી યે લખાવી બાકી છે તે તરફ તો વાચકોનો ઉત્સાહ બિલકુલ દેખાતો જ નથી, અને ઇતિહાસ, વિજ્ઞાન વગેરેની સરસ ચોપડીઓ વાચકોના ઉત્સાહના અભાવે લખાતી જ નથી.

અવશ્ય, હું એ વાતનો સ્વીકાર કરું છું કે જે ચોપડીઓ હજી લખાઈ નથી, તે નહિ વાંચવાના પાપનું પ્રાયશ્ચિત શું છે તેની મને ખબર નથી, અને વાચકોના ઉત્સાહના અભાવે જે બધા પંડિતોનું ચોપડીઓ લખવાનું બંધ થઈ ગયું છે તેનો શો ઉપાય થઈ શકે એની પણ મને ખબર નથી, પરંતુ ઢગલાબંધ ચોપડીઓ લખાય છે એ વિષે મારે કંઈ કહેવાનું છે, અને મને લાગે છે કે કહેવાનો મને કંઈક અધિકાર પણ છે.

જેઓ આ આરોપ મૂકે છે તેમણે શું કદીયે હિસાબ કરી જોયો છે કે દર મહિને કેટલી ચોપડીઓ બહાર પડે છે? સારી ખોટી મળીને આજ સુધીમાં કેટલી નાટકો, નોવેલો અને કવિતાની ચોપડીઓ બંગાળી ભાષામાં બહાર પડી છે અને તેમની સંખ્યા કેટલી છે? આપણા બંગાળી સાહિત્યે વિશ્વસાહિત્યમાં સ્થાન પ્રાપ્ત કર્યું છે એ હું જાણું છું, પરંતુ આપણે જ એકલા તેવા થોડા છીએ, બીજા પણ કોઈ કોઈ છે; વિશ્વ-સાહિત્યમાં જેમણે આપણી પેઠે સ્થાન પ્રાપ્ત કર્યું છે, તેમનાં નાટકો, નોવેલોની સરખામણીમાં બંગાળીમાં કેટલાં નાટકો ને નોવેલો છે? કવિતાની ચોપડીઓ યે કેટલી બહાર પડી છે?

નાટક નોવેલથી બંગાળ દેશ ડૂબી જવા આવ્યો, એ શબ્દો કોણે શોધી કાઢયા એની મને ખબર નથી, પરંતુ અત્યારે જોઉં છું તો જે કોઈ પોતાને બંગાળી સાહિત્યનો વિવેચક માને છે તે આ શબ્દોની વગરવિચારે પુનરાવૃત્તિ કરે છે—એ ધારે છે કે સમજદાર તરીકેની ખ્યાતિ મેળવવા માટે આથી વધારે સારો રસ્તો બીજો નથી. વાતવાતમાં તેઓ વિશ્વસાહિત્યનો ઉલ્લેખ કરે છે, પરંતુ વિશ્વસાહિત્યની સાથે જો સાચેસાચ તેમને પરિચય હોત તો તેમને સમજાત કે જેના તરફ તેઓ કચરો કે ઉકરડો સમજી ઘૃણા પ્રગટ કરે છે, તે ઉકરડો જ તમામ સાહિત્યનો પાયો છે, એ જ સાહિત્યનાં અસ્થિમજ્જા છે. મેઘદૂત, ચંડીદાસ, કે ગીતાંજલિનું કોઈ પણ દેશના સાહિત્યમાં ઢગલાબંધ સર્જન થતું નથી. અને કચરોપૂંજો કે ઉકરડો હોય છે એટલે જ તો એમનો જન્મ સંભવિત બને છે, નહિ તો એ ન બનત. ઉકરડાની બલા જે દિવસે દૂર થઈ જશે, તે દિવસે જેને તેઓ મૂળ વસ્તુ કહે છે તે પણ તે જ માર્ગે અંતર્ધાન થઈ જશે.

ઉકરડો ચિરંજીવ હોઈ શકતો નથી, પોતાનું કામ કરી તે મરે છે. એ જ તેનું પ્રયોજન છે, અને એ જ તેની સાર્થકતા છે. પરંતુ એ ઉકરડાનો ભાર વહેવાની જે દિવસે દેશ ના પાડશે તે દિવસ આનંદઉત્સવનો દિવસ નહિ હોય, પણ દેશના કમનસીબનો દિવસ હશે.

અને આ જે કહેવાય છે કે સારી સારી ચોપડીઓ—એટલે કે ઇતિહાસ, જ્ઞાનવિજ્ઞાનની ચોપડીઓ બહાર પડતી નથી, માત્ર કવિતા, માત્ર નવલકથા જ બહાર પડ્યા કરે છે, એ સવાલનો જવાબ શું વાર્તાના લેખકોએ આપવાનો છે? તેઓ બહુ બહુ તો એટલું યાદ કરાવી દઈ શકે કે બંગાળાની ગીતાંજલિ બંગાળાની 'ઘરે બાહિરે' છે—એટલે કે કથા–સાહિત્યે જ વિશ્વસાહિત્યમાં સ્થાન મેળવ્યું છે.

હમણાં હમણાંનો એક કોલાહલ જાગ્યો છે કે આધુનિક નવલકથા લખનારાઓએ બંકિમ–સાહિત્યને ડુબાવી દીધું છે. બંકિમ–સાહિત્ય ડૂબે તેવું નથી. એટલે તેમનો ભય ખોટો છે. પરંતુ આધુનિક સાહિત્યકારોની વિરૂદ્ધમાં એવી ફરિયાદ છે કે તેઓ બંકિમની ભાષા, ભાવ, રીતરસમ, પાત્રસૃષ્ટિ કશાનું યે હવે અનુકરણ કરતા નથી, એટલે તેમનો અપરાધ અક્ષમ્ય છે. આનો જવાબ દેવાની જરા જરૂર છે.

ઉંમરમાં જો કે હું વૃદ્ધ થયો છું, પરંતુ મારા સાહિત્યવ્યવસાયે હજીયે દશ વરસ પૂરાં નથી કર્યાં. એટલે આધુનિકોની વતી હું જવાબ આપું તો ખોટું નહિ કહેવાય.

ફરિયાદ એમની સાચી છે, એનો હું ખુલ્લે દિલે સ્વીકાર કરું છું. બંકિમચંદ્ર પ્રત્યે અમારી શ્રદ્ધાભક્તિ કોઈના પણ કરતાં ઓછી નથી, અને એ શ્રદ્ધાના જોરે જ અમે તેમની ભાષા, અને ભાવનો પરિત્યાગ કરી આગળ વધતાં ખચકાયા નથી. મિથ્યાભક્તિના મોહને વશ થઈ અમે જો એમની એ ત્રીસ વરસ પહેલાંની વસ્તુને જ પકડીને બેસી રહ્યા હોત, તો કેવળ માત્ર ગતિને અભાવે જ બંગાળી સાહિત્ય આજે મરવા પડ્યું હોત. દેશના કલ્યાણ માટે તેઓ પોતે એક દિવસ પ્રચલિત ભાષા અને પદ્ધતિનો ત્યાગ કરી આગળ પગલું ભરતાં અચકાતા નહોતા; તેમના એ નીડર કર્તવ્ય-જ્ઞાનના દૃષ્ટાન્તને જ જો આજે અમે એમણે પ્રવર્તાવેલી સાહિત્યસૃષ્ટિ કરતાં પણ મહત્ત્વનું ગણી સ્વીકારી લઇએ તો એથી તેમનો માનભંગ થયો એમ ન કહેવાય. અને સાચેસાચ જ જો આજે અમે એમનાં ભાષા, રીતરસમ,

પાત્રસૃષ્ટિ વગેરે તમામનો ત્યાગ કરી દીધો હોય તો એમાં દુઃખ કરવા જેવું પણ કાંઈ નથી.

આ કથન સ્પષ્ટ કરવા માટે એક દૃષ્ટાન્ત આપું. હું એમની મર્યાદાનો ભંગ કરું છું એવા ખ્યાલની કલ્પના યે કોઈના મનમાં નહિ આવે એવી આશા રાખું છું. દાખલા તરીકે એમનું 'ચંદ્રશેખર' પુસ્તક લો.

એમાં શૈવલિની સંબંધી લખ્યું છે: 'આવી રીતે પ્રેમ જન્મ્યો.' આ 'આવી રીતે' એટલે ગ્રહનક્ષત્ર જોવાનું, નૌકાના સઢ ગણવાનું, માળા ગૂંથી ગાયનાં શિંગડાંમાં પહેરાવી દેવાનું, અને બીજું પણ એવું કંઈક છે, મને બરાબર યાદ નથી. પરંતુ તે પછીની ઘટના ખૂબ જટિલ છે. ગંગામાં ડૂબી મરવા નીકળી ત્યારથી માંડી સાહેબની નૌકામાં બેસી, પરપુરુષની ઇચ્છા કરી પતિનું ગૃહ છોડીને ગઈ ત્યાં સુધીનુ બધું યે અવલંબે છે શૈવલિનીના બાલ્યકાળમાં 'આવી રીતે' જે પ્રેમ જન્મ્યો હતો તેની જ ઉપર. તે જમાનામાં વાચકવર્ગ ભલો હતો. અને તે જમાનામાં, સાહિત્યના બાલ્યકાળમાં આથી વધારેની ગ્રંથકારની પાસેથી તેમણે આશા પણ રાખી નહિ હોય, અને આ દુષ્કૃત્ય બદલ છેવટે શૈવલિનીને જે બધી સજા ભોગવવી પડી હતી તે જોઈને તેઓ બધા ખુશી થઈ ગયા હશે.

પરંતુ આજના જમાનાના વાચકો ખૂબ બુદ્ધિશાળી છે, તેઓ ગ્રંથકારના મોઢાના શબ્દો પર વિશ્વાસ કરવા ઇચ્છતા નથી, તેઓ જાતે જ નિર્ણય કરી જોવા માગે છે કે શૈવલિની કેવું માણસ હતું, એના પ્રેમનું ઊંડાણ કેટલું હતું, એ પ્રેમ થવો સંભવિત હતો કે નહિ, અને આવી ભયંકર ભૂલ કરવા જેટલી એ પ્રેમની શક્તિ હતી કે નહિ. પ્રતાપે આવું ભારે કામ કર્યું, પરંતુ આજનો વાચક કદાચ એકદમ બોલી ઊઠશે—એવું તે એણે શું કર્યું છે! શૈવલિની પરસ્ત્રી હતી, ગુરુપત્ની હતી,—પોતાના ઘરમાં આવી ત્યારે એણે એની ઉપર બળાત્કાર ન કર્યો એજ ને, એવું કૃત્ય ઘણા નથી કરતા, અને કરે તો ભયંકર ભૂલ કરી કહેવાય. અને લડવાને બહાને તેણે આપઘાત કર્યો એનું શું? એમાં પૌરૂષ હશે, પરંતુ

કૃત્ય સારૂં નથી. જગત ઉપર અને પોતાની પત્ની ઉપર એ રીતે તેણે જે અન્યાય આચર્યો છે તે આપણને ગમતો નથી. અને તેના માનસિક પાપનું પ્રાયશ્ચિત ? આત્મહત્યામાં વળી પ્રાયશ્ચિત શાનું ? તેમ છતાં, એ જમાનામાં મેં લોકોને એવા આશીર્વાદ આપતાં સાંભળ્યા છે કે 'તું પ્રતાપના જેવો આદર્શ પુરુષ થજે !'

માણસની મતિ ગતિ કેવી બદલાઈ ગઈ છે !

હવે બીજા એક પાત્રનો ઉલ્લેખ કરી હું આ પ્રસંગ બંધ કરીશ. તે 'કૃષ્ણકાંતના વિલ'ની રોહિણીનું પાત્ર છે. આ પાત્ર કેમ પસંદ કર્યું એ કદાચ ઘણા સમજી ગયા હશે. એ જમાનામાં અને આજના જમાનામાં અહીં જ એક પ્રચંડ તફાવત છે. રોહિણીનું જીવન ખતમ થયું છે પિસ્તોલની ગોળી ખાઈને. એવી રીતે એના પાપની સજા ન થઈ હોત તો આંધળી કે લૂલીલંગડી બની એને જરૂર કાશીમાં વાટે ઘાટે 'એક પૈસો આપો' કરી ભીખ માગતાં ફરવું પડત. એ કરતાં સારૂં જ થયું, કે એ મરી ગઈ. એના મૃત્યુ વિષે આજના લેખકો કે વાચકોનો વિરોધ છે એવું નથી પરંતુ એ વિષે એમને ઉત્સાહ પણ નથી. વસ્તુતઃ આ સંબંધમાં આપણે ખુબ ઉદાસીન છીએ.

પાપની સજા ન થાય તો ગ્રંથ બોધદાયક ન બને, એટલા માટે પાપની સજા થવી જ જોઈએ. આ 'જોઈએ જ' ને માટે લેખકને જે અદ્ભુત માર્ગ લેવો પડયો છે ત્યાં જ અમારો મોટો વિરોધ છે. તેના ગોવિંદલાલને ચહાવાની શક્તિ સાધારણ નારીમાં હોવી અસંભવિત છે,—વિલ બદલાવવા તે કૃષ્ણકાંતના જેવા વાઘના ઘરમાં પેઠી હતી,—ગોવિંદલાલનું ભલું કરવા, એવી જ રીતે પ્રિયતમને માટે એ 'વારૂણી'ને તળિયે આપઘાત કરવા ગઈ હતી, અને એ રોહિણીએ જ જ્યારે એકમાત્ર નીતિમૂલક નવલકથાના નિયમને લીધે, વગર કારણે અને એક પળના દૃષ્ટિપાતથી બધું ભૂલી જઈ, કોઈ એક અપરિચિત પુરુષને ગોવિંદલાલના કરતાં વધારે ગુણવાન જોઈ પ્રાણ સમર્પી દીધા, ત્યારે પુણ્યનો જય અને પાપનો પરાજય સિદ્ધ કરીને

સંસારી માણસોને સદ્બોધને માર્ગે ચાલવામાં કદાચ ખૂબ સહાય કરી શકાઈ હશે, પરંતુ આધુનિક લેખક એ સ્વીકારી શકશે નહિ.

રોહિણી પાપિષ્ઠા છે, અને જે પાપિષ્ઠા પ્રત્યે આપણને બિલકુલ સહાનુભૂતિ નથી, તેને ય પણ આવો ભારે અન્યાય કરવાનો આપણો હાથ ચાલતો નથી. એ જમાનામાં ને આ જમાનામાં અહીં જ ખૂબ મોટો તફાવત છે. વિધવા રોહિણીનું એ દુર્ભાગ્ય કે એ ગોવિંદલાલને ચાહતી હતી. તેનામાં દુર્બુદ્ધિ છે, દુર્બળતા છે,—પરંતુ પાપની સાથે ભેળવીને, એ બધાને ભેગી છાપ મારવાનો આગ્રહ જ્યારે થાય છે ત્યારે એ આગ્રહનો સ્વીકાર કરવો એને અમે અશુભ સમજીએ છીએ.

પ્રવૃત્તિને બુદ્ધિના ત્રાજવામાં તોળીને સાહિત્યનું મૂલ્ય આંકવા જતાં શું થાય છે એનો એક દાખલો આપું. જરા વ્યક્તિગત બોલવું પડે તો આપ સૌ મને ક્ષમા કરશો. 'પલ્લીસમાજ' નામે એક ચોપડી છે. તેમાં વિધવા રમા રમેશને ચાહે છે એ જોઈ થોડા વખત પહેલાં એક વૃદ્ધ સાહિત્યકાર અને સમાલોચકે 'સાહિત્યમાં સ્વાસ્થ્યરક્ષા' નામે પુસ્તકમાં આ શબ્દોમાં રમા તરફ તિરસ્કાર વ્યક્ત કર્યો છે: 'શું તું ખૂબ બુદ્ધિશાળી છે? તું બુદ્ધિબળથી પિતાની જમીનદારી સાચવી શકે છે, પરંતુ પોતાનું મન તો કબજે કરી શકી નહિ. તું એટલી બધી ખબરદાર છે કે રમેશના નોકરના નામે તેં પોલિસમાં ડાયરી લખાવી રાખી, છતાં તું પોતે શિવપૂજા કરે છે, એની સાર્થકતા ક્યાં? તારું આ પતન તારી જ ઇચ્છાથી થયેલું છે.'

આ આક્ષેપનો શું કંઈ જવાબ છે, ખાસ કરીને સાહિત્યકાર થઈ ને, માણસો જ્યારે સાહિત્યકારની આવી રીતે ઉલટતપાસ કરવા માગે છે ત્યારે?

એ જ સારા નરસાનો, ઉચિત અનુચિતનો પ્રશ્ન છે; આ ઉચિત અનુચિતના ખ્યાલે જ રોહિણીને ગોવિંદલાલના સંબંધમાં જવાબ દેવા ખડી કરી હતી. જ્યાં પ્રેમ ઉચિત નથી, ત્યાં પ્રેમનો ગુનો નાનો મોટો ગમે તેવડો હોય, એ જોવાનું નથી—વિશ્વાસઘાતિની કરતાં તો ક્યાંયે મોટો એવો

અપરાધ મૃત્યુકાળે એ અભાગણીના કપાળમાં બંકિમચંદ્રને ચોડવો પડયો હતો. આ અસંગત જબ્બરદસ્તી જ આધુનિક સાહિત્યકાર સ્વીકારી લઈ શકતો નથી. સારું નરસું જગતમાં હમેશાં હોય છે; અને કદાચ હમેશાં હશે. સારાને સારું, ને નરસાને નરસું સૌ કહે છે. નરસાની વકીલાત કરવા કોઈ પણ સાહિત્યકાર કદીપણ સાહિત્યનાં દરબારમાં ઊતર્યો નથી, પરંતુ ભુલાવીને નીતિશિક્ષણ દેવું એ પોતાનું કર્તવ્ય છે એવું તે માનતો નથી. દુર્નીતિનો પણ તે પ્રચાર કરતો નથી. જરા ઊંડા ઊતરીને જોતાં એની તમામ સાહિત્યિક દુર્નીતિના મૂળમાં એવો જ એક પ્રયત્ન જણાશે કે એ માણસને માણસ તરીકે જ સિદ્ધ કરવા ઇચ્છે છે.

---

૧૩૩૦ ના અષાઢની સોળમી તારીખે શિવપુર ઈન્સ્ટિટ્યુટમાં સાહિત્યસભાના પ્રમુખપદેથી વાંચેલું ભાષણ [ ઈ. સ. ૧૯૨૩ ]

# સાહિત્યમાં રીતિ અને નીતિ

શ્રાવણ મહિનાની 'વિચિત્રા' પત્રિકામાં વિશ્વકવિ રવીન્દ્રનાથ સાહિત્યના ધર્મનું નિરૂપણ કરે છે અને તે પછીના અંકમાં ડૉક્ટર શ્રી નરેશચંદ્ર સેનગુપ્ત એ ધર્મની મર્યાદાઓનો નિર્દેશ કરી ખૂબ ભક્તિભાવપૂર્વક કવિનાં ઉદાહરણોને રૂપક અને દલીલોને વિનયપૂર્વક રસરચના નામ આપે છે.

બંને વચ્ચેનો મતભેદ મુખ્યત્વે આધુનિક સાહિત્યની આબરૂ અને બેઆબરૂ સંબંધમાં છે.

એમાં વગર કારણે મારી દશા કરુણ બની ગઈ છે. નરેશચંદ્રના વિરુદ્ધ પક્ષના શ્રીયુત્ સજનીકાન્તે 'શનિવારની ચિઠ્ઠિ'માં મારો મતામત એવો પ્રાંજલ અને સ્પષ્ટ રીતે પ્રગટ કરી દીધો છે કે ઘુંટડો ગળી, માથું ખંજવાળી, હા ને ના નો એકીસાથે ઉચ્ચાર કરી પાછા હટી નાસી છૂટવાનો કોઈ રસ્તો જ રહેવા દીધો નથી. સીધો જ વાઘના મોંમાં મને ધકેલી દીધો છે.

આ તરફ મુશ્કેલી એ થઈ છે કે કાળક્રમે મારા પણ બેચાર ભક્તો જાગ્યા છે; એ લોકો એમ કહીને મને ઉશ્કેરી રહ્યા છે કે તું યે શું કમ છે? તારો અભિપ્રાય પણ વહેતો કરી દે ને!'

હું કહું છું, ધારો કે વહેતો કર્યો, પણ પછી શું? હું પોતે ચોક્કસ ક્યા પક્ષમાં છું એની મને પોતાને જ ખબર નથી, અને વળી આ તરફ નરેનબાબુ ઊભા છે એ! તેઓ કંઈ એકલા વિદ્વાન જ નથી, મોટા વકીલ પણ છે. તેમની જે ઉલટતપાસના બળે કવિની દલીલો રચરચના બની ગઈ, એ ઉલટતપાસના સકંજામાં પડયો તો હું તો એક પળ પણ જીવતો ન રહું. કવિ તો વ્યાપ્તિ અને અતિવ્યાપ્તિના કોઠાએ પહોંચ્યા છે, પણ હું તો કદાચ વ્યાપ્તિ કે અતિવ્યાપ્તિ કશાનોયે આશરો નહિ આપું, ત્રિશંકુની પેઠે અદ્ધર લટકી પડીશ! તે વખતે?

ભક્તો કહે છે: 'તમે બીકણ છો.'

હું કહું છું: 'ના.'

તેઓ કહે છે: 'તો સાબિત કરો.'

હું કહું છું: 'સાબિત કરવું શું એટલું સહેલું છે! 'રસસૃષ્ટિ,' 'રસોદ્‌બોધન' વગેરે રસવસ્તુઓના જેવી અસ્પષ્ટ ચીજ જગતમાં બીજી કઈ છે? એ માત્ર રસરચનાદ્વારા જ સિદ્ધ કરી શકાય;—પરંતુ એ તો મૂળથી જ મારા હાથમાં નથી.'

આ થઈ મારા તરફની ઘટના

પેલી તરફની ઘટના ચોક્કસ નથી જાણતો, પરંતુ અનુમાન કરી શકું છું.

પ્રિય પાત્રો જઈને કવિને વળગ્યા: મશાય, અમારાથી તો હવે નથી રહેવાતું, હવે તમે અસ્ત્ર ધારણ કરો. ના, ના, ધનુર્બાણ નહિ,—ગદા. વીંઝીને ફેંકો છૂટી આ અતિ આધુનિક સાહિત્યકારોના અખાડા ઉપર. લક્ષ્ય? લક્ષ્યની કંઈ જરૂર નથી. ત્યાં બધાં ટોળેટોળાં ભેગાં થયાં છે.

કવિની એ ગદા જ અંધારામાં આકાશમાંથી પડી છે. એનાથી ઇપ્સિત પ્રાપ્ત થાઓ કે ન થાઓ, પણ અવાજ અને ધૂળ ખૂબ થયાં છે. નરેશચંદ્ર ચમકીને જાગી ઊઠયા છે, અને વિનીત ક્રુદ્ધ કંઠે વારંવાર પ્રશ્ન કરી રહ્યા છે: કોના ઉપર ગદા ઝીંકી છે, બોલો? શા માટે ઝીંકી છે, બોલો? હા કે ના બોલો!

પરંતુ આ પ્રશ્ન જ અવિધિપૂર્વકનો છે. કારણકે કવિ તો બાર મહિનામાં તેર મહિના વિલાયત રહે છે. એમને શું ખબર કે તમારી ખડ્ગધારિણી શુચિ-ધર્મા અનુરૂપા કોણ છે, અને તમારા બંસીધારી અશુચિધર્મા શૈલજા-પ્રેમેન્દ્ર-નજરૂલ-કલ્લોલ-કાલિકલમની સેના કોણ છે? એમને કેવી રીતે ખબર પડે કે ક્યારે કઈ મહીયસી જનનીએ અતિ-આધુનિક સાહિત્યકારોનું દલન કરવા, ભવિષ્યની માતાઓના સૂતિકાગૃહમાં જ સંતાનવધનો સદુપદેશ દઈ નૈતિક ઉચ્છ્વાસની પરાકાષ્ઠા બતાવી છે, અને ક્યારે શૈલજાનંદ કુલી મજૂરોની નૈતિક હીનતાની વાત લખી કૌલીન્ય ગુમાવી બેઠો છે? એ બધાનો અભ્યાસ કરવા જેટલો વખત, ધીરજ, અને પ્રવૃત્તિ કશુ જ કવિમાં નથી, એમને ઘણાં કામ હોય છે. એટલે દૈવવશાત્ એકાદ ટુકડો બુકડો લખાણ જે એમની નજરે પડયું તેમાંથી પણ તેમની એવી ધારણા જન્મી છે કે આધુનિક બંગાળી સાહિત્યની આબરૂ અને કૌલિન્ય બંને ગયાં છે અને શરૂ થયો છે ચિતપુરરોડ પર ચાલવાનો ખચખચ કરતો એકનો એક કર્કશ અવાજ.

આધુનિક સાહિત્યકારો પ્રત્યેના કવિના આવા ભારે અન્યાયથી માત્ર નરેશચંદ્રના જ નહિ, મારા પણ વિસ્મય અને વ્યથાની હદ નથી.

ભક્તવચનના જેવું પ્રમાણ બીજું શું છે? એટલે, તેમને ખરેખર જ ખાતરી થઈ ગઈ છે કે આધુનિક સાહિત્યમાં માત્ર સત્યનું નામ દઈ નરનારીના જાતીનેય મિલનના શારીરિક વ્યાપારને જ અલંકૃત કરવામાં આવે છે. એમાં નથી શરમ, નથી લજ્જા, નથી શ્રી, નથી સૌન્દર્ય, નથી રસબોધની વરાળ,—છે માત્ર ફ્રોઈડનું માનસપૃથક્કરણ (psycho-analysis). તેમ છતાં ગમે તે કોઈ સાહિત્યકારને યે તેમણે બોલાવીને પૂછ્યું હોત તો જાણવા પામત કે તેમને દરેકને એટલું જ્ઞાન છે કે સત્ય માત્ર સાહિત્ય થઈ શકતું નથી, જગતમાં એવી અનેક નગ્ન સત્ય ઘટનાઓ બને છે જેને કેન્દ્ર કરી કોઈ રીતે સાહિત્યની રચના થઈ શકતી નથી.

કવિને એકાએક દેખાઈ ગયું છે કે સજિના, બક, કુમડા વગેરે ફૂલોને કાવ્યમાં સ્થાન મળતું નથી. ગુલાબજાંબુ ફૂલ નથી, તોપણ તે બધી

બાબતમાં ફૂલની બરાબર છે. કારણ? એ જ કે તે માણસો ખાય છે! રસોડાએ લોકોને વટલાવ્યા છે. તેથી ઉદાહરણને માટે તેઓ દોડી ગયા છે ગંગાદેવીના મગરની પાસે. તેમ છતાં, નજર સામે જ વાગ્દેવીના વાહન હંસને લોકો ખાઈ ગયા છે ને બધું ઉજ્જડ કરી નાખ્યું છે એ એમની આંખે દેખાયું નહિ! કુમુદ ફૂલના બીજમાંથી દોરી બનાવાય છે, અરે, પદ્મ જેવું પદ્મ તેનું પણ બીજ લોકો શેકીને ખાઈ જવાનું છોડતા નથી. તલના ફૂલની સાથે નાસિકાની અને કદલી વૃક્ષની સાથે સુન્દરીના સાથળની ઉપમા કાવ્યમાં વિરલ નથી. છતાં, પાકેલાં મીઠાં કેળાં તરફ અણગમો હોવાનો અપવાદ કોઈપણ કવિને વિષે સાંભળ્યો નથી. આજે નરેશચંદ્રે વૃથા એમને યાદ દેવડાવવાની કોશીશ કરી છે કે બિમ્બફળનું ઘણા લોકો શાક કરીને ખાય છે. જવાબમાં કવિ શું કહેશે એ ખબર નથી, પરંતુ એમના ભક્તો કદાચ ગુસ્સે થઈને જવાબ દેશે કે ખાવું એ અન્યાય છે. જે લોકો ખાય છે તેઓ સત્સાહિત્ય પ્રત્યેની દ્વેષ બુદ્ધિથી જ એમ કરે છે.

પરંતુ આ વિષે વધારે લખી લેખ લાંબો કરવાનો કંઈ અર્થ નથી! એ કંઈ દલીલો નથી, તર્ક પણ નથી, એનો કશો ઉપયોગ પણ નથી. તેમ છતાં, આવાં જ કેટલાંક આડાંઅવળાં દૃષ્ટાંત ભેગાં કરી કવિ હમેશાં જોરશોરથી કહે છે. એ પછી કંઈ જ સંદેહ રહી શકતો નથી કે હું જે કરું છું તે જ બરાબર છે, અને તમે જે કહો છો તે ખોટું છે.

પરંતુ એવું પણ હું નથી કહેતો કે આધુનિક બંગાળી સાહિત્યમાં દુઃખ કરવાનું મુદ્દલ કારણ જ ઉપસ્થિત નથી થયું, અથવા તો રવીન્દ્રનાથનો આવો મનોભાવ બિલકુલ જ આકસ્મિક છે. તેમને કદાચ યાદ નહિ હોય, પણ કેટલાંક વરસ પહેલાં તેમણે મને એક વખત કહ્યું હતું કે તેમના વિદ્યાલયના એક બાર તેર વરસના વિદ્યાર્થીએ 'પતિતા' વિષે હમણાં એક વાર્તા લખી છે.

મારા બાળપણનો એક પ્રસંગ યાદ આવે છે. મારા નાના ભાઈએ એકાએક કવિયશના લોભી બની કાવ્યકલામાં મન પરોવી દીધું. અને

બંગાળી ભાષામાં ઊંડો ભાવ વ્યક્ત કરવાની પૂરતી સગવડ નહિ હોવાથી તેણે અંગ્રેજી ભાષામાં જ કવિતા રચી. રચી કે ચોરી કરી તેની મને ખબર નથી, પરંતુ કવિતા મને યાદ છે:—

A lion killed a mouse
And carried it into his house;
Then cried his mother,
And therefore cried his sister!

અર્થ—એક સિંહે ઉંદર માર્યો, અને તેને તે પોતાના ઘરમાં લઇ ગયો. પછી તેની મા રોઇ અને તેથી તેની બહેન રોઈ!

છંદ અને ભાવની દૃષ્ટિએ કવિતા અણીશુદ્ધ છે. પરંતુ તુમુલ તર્ક થયો કે 'મધર' કોની? સિંહની કે ઉંદરની? મોટાં ભાભી પળવાર કાન માંડી સાંભળી રહ્યાં, પછી બોલ્યાં: 'ના, ના, બેમાંથી એકેની નહિ; એ તો કવિની મધર.'

'પતિતા' વાર્તા સાંભળીને ભાભી કદાચ કહેશે કે અહીંયાં રૂદન બ્રહ્મચર્ય વિદ્યાલયના કાર્યકર્તાઓને લાગુ પડે છે, બીજા કોઈને નહિ.

આ તો થઈ અસાધુ સાહિત્યના ક્ષેત્રની વાત. પણ સાધુ સાહિત્યના ક્ષેત્રમાં પણ તરુણ કવિઓની ખોટ નથી. એ ક્ષેત્રમાં કવિતા ને ગીત લખનારા જ લખે છે: તારી વીણા મારા તારથી ઝણઝણે છે. પાંદડે પાંદડે તારી ઝગમગતી નિરાકાર મૂર્તિ જોઉં છું, હૃદયમાં તારો નિઃશબ્દ પદધ્વનિ સાંભળું છું. હોડીઘાટે બેઠાં બેઠાં સાંજ પડવા આવી, ખલાસી! હવે પાર ઉતાર. વગેરે.

એક ઉદાહરણ આપું. 'કેતકી' પત્રના ભાદરવાના અંકમાં આ ગાન છપાયું છે.—

તારા ગાનથી હું તને ઓળખી લઇશ,
પ્રાણ પાથરીને પગની ઘુઘરીનો અવાજ સાંભળીશ!

(તારા) કાળ–વૈશાખી વંટોળિયામાં તને જોઈ લઈશ,
(તારી) શ્રાવણની ધારાનો મારા અંગે અંગે લેપ કરીશ,
(મારા) હૃદયમાં તારા આઘાતનું ચિહ્ન રહેશે —
મારા રૂદનમાં તારી દૈવવાણી હશે !
ભૂલમાં તને ભૂલી જાઉં એ નહિ બને,
(તારો) આઘાત થતાં કયાં હું છુપાવું
એની વ્યથા ?
મારા રોમેરોમમાં એનો સંચાર થઈ ગયો છે —
આખા હૈયામાં,
મારું હરી ગયું છે આખું હૃદય
દુઃખે સુખે !
ત્યાં હું તને ખોળી કાઢી ઓળખી લઈશ —
(મારા) પ્રાણ પાથરીને નૂપુરનો ઝંકાર સાંભળીશ.

ઉપર ઉતારેલી અંગ્રેજી કવિતાની પેઠે આ ગીત પણ અણિશુદ્ધ છે, શું ઝંકારમાં, શું ભાવની ગંભીરતામાં કે શું વૈરાગ્યની વેદનામાં ! ‘કેતકી’ ના તરૂણ સંપાદકને મેં પૂછયું : ‘રચનારની ઉંમર કેટલી છે ?’

તેણે મિત્રગૌરવથી મુખ ઉજ્જ્વળ કરી કહ્યું : ‘જી, પંદર સોળથી વધારે નથી !’

મેં મનમા મનમા દીર્ઘ નિઃશ્વાસ નાખી કહ્યું : ‘આખા દેશના નાનામોટા તમામ સાહિત્યકારો જ્યારે પ્રહ્લાદ બની ગયા છે, અને ‘ક’ લખતાં કૃષ્ણનું સ્મરણ કરી રડી રડીને વ્યાકુળ બનવા લાગ્યા છે, ત્યારે હે અતિવૃદ્ધ, તું માથે ધોળા વાળ લઈને હવે શા સારૂ જીવતો રહ્યો છે !

સાહિત્યનું સર્જન અનુકરણમાં નથી. સારાના પણ નહિ, ને ખોટાના પણ નહિ. હૃદયનો સાચેસાચો અનુભવ, આનંદ અને વેદનાથી અલંકૃત વાકયમાં પ્રગટ ન થઈ નીકળે તો એ સાહિત્ય નામને લાયક નથી. વૃદ્ધ

કવિની 'ગીતાંજલિ' જેવો મહાન કાવ્ય ગ્રંથ છે, તેવી જ મહાન કાવ્યસૃષ્ટિ તેમણે યૌવનમાં લખેલ 'ચિત્રાંગદા' પણ છે. ભલેને લાંછનાનો માર અને ગૌરવની માલા ગમે તે રીતે તેમના પર વર્ષાવાતાં હોય. તેમ છતાં, અનુભવ વગરનું વાક્ય ગમે તેટલું અલંકૃત હોય તોપણ વ્યર્થ છે. 'પતિતા'નું અનુકરણ પણ વ્યર્થ છે, અને ગીતાંજલિનું અનુકરણ પણ એવું ને એટલું જ વ્યર્થ છે. દેશની સાહિત્યસંપત્તિ એથી કણમાત્રે વધતી નથી.

હું પહેલાં જ કહી ગયો છું, કે રસવસ્તુની આલોચના કરવાની મારામાં શક્તિ નથી. કારણકે, મને તે આવડતું નથી. રસિક અરસિકની સંજ્ઞા નિર્દેશ કરવાની પણ મારામાં શક્તિ નથી. કવિની બોધની ભૂખ અને આત્માની ભૂખ ખરેખર શી વસ્તુ છે, અને તે શાથી મટે એની મને ખબર નથી. પરંતુ એટલું જાણું છું કે કાવ્ય–સાહિત્ય અને કથા–સાહિત્ય એક વસ્તુ નથી. આધુનિક નવલકથા–સાહિત્ય તો નથી જ ! 'સોનાર તરી'માં જે શોભે છે, તે 'ચોખેર બાલિ' માં નથી શોભતું. સજિના ફૂલ કે બક ફૂલની 'સોનાર તરી'ને જરૂર નથી, પરંતુ વિનોદિનીના રસોડામાં એના વગર નહિ ચાલે. તેપાન્તર વન અને પંખીરાજ ઘોડા કાવ્યમાં શોભે છે, પરંતુ નવલકથા–સાહિત્યમાં તે નથી ચાલતા, કારણકે ત્યાં ઘોડાને ચાર પગે દોડવું પડે છે, પાંખો પહોળી કરી ઉડવાની ત્યાં સગવડ નથી.

કવિ 'સાહિત્ય ધર્મ' નામે પ્રબંધમાં લખે છે :

'મધ્યયુગમાં એક સમયે યુરોપમાં શાસ્ત્રશાસનનું ખૂબ જોર હતું. તે વખતે વિજ્ઞાન એ શાસન હેઠળ હતું. સૂર્યની આસપાસ પૃથ્વી ફરે છે એવું બોલવા જતાં મોં દાબી દેવામાં આવ્યું હતું—વિજ્ઞાનના ક્ષેત્રમાં પણ વિજ્ઞાનનું આધિપત્ય ભુલાઈ ગયું હતું—તેનું સિંહાસન ધર્મની રાજ્ય-સીમાની બહાર હતું.

આજે એનાથી ઊંધું જ થયું છે. વિજ્ઞાન પ્રબળ બની ગયું છે, અને ક્યાંયે પણ પોતાની હદ સ્વીકારવા તૈયાર નથી. તેના પ્રભાવે માનવ મનના તમામ વિભાગમાં પોતાનો સિપાઈ મોકલ્યો છે. નવી સત્તાની ચપરાશ પહેરી

ક્યાંય પણ તે અનધિકાર પ્રવેશ કરતાં ખચકાતો નથી. વિજ્ઞાન એ ચીજ વ્યક્તિ–સ્વભાવવર્જિત છે—સત્ય સંબંધી નિષ્પક્ષ કુતૂહલ એ જ એનો ધર્મ છે. આ કુતૂહલની વાડે આજના સાહિત્યકારોને પણ ધીમે ધીમે ઘેરી લીધા છે.''

કવિની આ ઉક્તિમાં ઘણી ફરિયાદ રહેલી છે, એટલે એ શબ્દો જરા તપાસી જોવા ઇચ્છું છું. વિજ્ઞાન પ્રત્યે કવિને કદાચ કંઈક સ્વાભાવિક વિમુખતા હશે, પરંતુ વિજ્ઞાનનું ક્ષેત્ર એટલે શું સમજવું તે મને સમજાયું નહિ. વિજ્ઞાન એટલે માત્ર Sex–psychology, Anatomy અથવા Gynaecology સમજવાનું હોય તો સાહિત્યમાં એના નિરંકુશ પ્રવેશનો હું પણ વિરોધ કરત. એ વણમાગ્યું છે એટલું જ નહિ, પણ બિનજરૂરી અને અસંગત છે કહીને હું એની સામે થાત.

પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે એ ગમે તેટલી મોટી બાબત હોય, પણ સાહિત્યના મંદિરમાં એનું પ્રયોજન ગૌણ છે, પરંતુ, એ શોધ જે વ્યવસ્થિત અને એકનિષ્ઠ વિચારસરણીનું પરિણામ છે એ વિચારસરણી વગર કાવ્યને ચાલતું હોય તો ચાલવા દો, પણ નવલકથાને નહિ ચાલે. વિજ્ઞાન કેવળ માત્ર નિષ્પક્ષ કુતૂહલ જ નથી, એ કાર્યકારણના સાચેસાચા સંબંધને શોધે છે. ચાર અને ચાર આઠ થાય છે, અને આઠમાંથી ચાર બાદ જતાં ચાર રહે છે એનું નામ વિજ્ઞાન. આ મનોભાવને પછી બીવાનું શાનાથી ? પરંતુ એનો અર્થ એવો નથી કે અશ્લિલતા પણ સાહિત્યમાં ગણાઈ જાય એ તો હું પહેલાં જ કહી ગયો છું.—એ વિજ્ઞાન હોય તો પણ નહિ, અવિજ્ઞાન હોય તો પણ નહિ, સત્ય હોય તો પણ નહિ, અસત્ય હોય તો પણ નહિ. વાર્તાને બહાને દાયણશાસ્ત્ર શીખવાડવું એને પણ હું સાહિત્ય કહેતો નથી, નવલકથાના રૂપમાં કામશાસ્ત્રનો પ્રચાર કરવો એને યે હું સાહિત્ય કહેતો નથી. બંગાળાનો કોઈ અતિ–આધુનિક સાહિત્યસેવક પણ એવું નહિ કહેતો હોય.

વિજ્ઞાનનો સંપૂર્ણ અસ્વીકાર કરીને ધર્મપુસ્તકો રચાય છે, આધ્યાત્મિક કવિતા રચાય છે; અને રૂપકથાનું સાહિત્ય પણ ન રચી શકાય એમ નથી, પરંતુ નવલકથા–સાહિત્યનો એ શ્રેષ્ઠ માર્ગ નથી.

ચોવીસ વરસનો રાજકુમાર તેપાન્તર વનનો દુર્ગમ માર્ગ વટાવી રાજકન્યાની શોધમાં નીકળી પડયો છે. કોટલપુત્રના જેવી ડિટેક્ટિવ બુદ્ધિ એનામાં નથી, સોદાગર પુત્રની વાણિયા બુદ્ધિ એનામાં નથી, છે માત્ર રસ. જાઇને બોલ્યો: 'બસ તારી જ, બીજા કોઈની મારે જરૂર નથી.'

આ રસનો આનંદ લેનારી રસજ્ઞ વ્યક્તિઓનો સંસારમાં અભાવ નથી એ હું કબુલ કરું છું, પરંતુ એથી ભિન્ન રૂચિ ધરાવતા માણસો પણ સંસારમાં છે તો ! એ લોકો જો કહે કે રાજપુત્ર, તારા મનમાં રાજ-કન્યાના રૂપ–યૌવનની અસર થઈ નથી, પહેરામણીમાં મળનારા અડધા રાજ્ય તરફ પણ તારું લેશમાત્રે ધ્યાન નથી,*તું મહાન છે,—કન્યા છાણાં થાપનારીની દીકરી નથી, રાજાની દીકરી છે, એટલું જ તારે મન બસ છે,—માનસતત્ત્વમાં ઉતરવાની જરૂર નથી, પણ રાજપુત્ર, તારા મનની વાત જરા વધારે સ્પષ્ટ કરીને ન કરે ત્યાંલગી આ ઉચ્ચ પ્રતિના રસ સાહિત્યના સંપૂર્ણ રસનો હું ઉપભોગ કરી શકતો નથી.'—તો એ લોકોના મોઢે હાથ દેવા કોણ જશે ?

આ જાતનાં ઉદાહરણ સ્વર્ગસ્થ સુરેન્દ્રમોહન ભટ્ટાચાર્યની સાહિત્ય રચનાઓમાં મળી આવે છે. સ્વર્ગસ્થ સાહિત્યકારો પ્રત્યે અશ્રદ્ધા પ્રગટ કરવા માટે આનો દાખલો નથી આપતો, પણ એક અવૈજ્ઞાનિક મનોવૃત્તિની અસંભવિત કલ્પનાનું ઉદાહરણ હાથ પર જ મળી આવે છે એટલે આપું છું. બંગાળામાં એમના વાચકોની સંખ્યા પણ ઓછી નથી. મેં જાતે જોયું છે કે મોદીની દુકાનમાં બેઠા બેઠા એક જણ ગ્રંથ વાંચે છે અને અનેક માણસો આંખમાં આંસુ લાવી એ સાહિત્યસુધાનું પાન કરી રહ્યાં છે. નિષ્ઠાવાન સચ્ચરિત્ર દરિદ્ર નાયક મા કાળીનો સ્વપ્નમાં આદેશ મળતાં સોનામહોરોના સાત ચરૂ ઝાડ નીચેથી ખોદી કાઢી પૈસાદાર બની ગયો. છોકરો મરી ગયો પરંતુ બીતો નથી. સ્મશાનમાં જટાજૂથધારી તેજ:પુંજ-કલેવર એક સંન્યાસી એકાએક છતો થયો છે અને છોકરો ચિતા ઉપર 'બાબા' કહેતો ઊઠી બેઠો થઈ ગયો. રસજ્ઞ શ્રોતાઓ રડી પડે છે. તેમના

આનંદની સીમા નથી. ત્યાં કોઈ જ કોઇને ધક્કો મારી પૂછતું નથી કે કેમ ? શા સારૂ ? તેઓ કહે છે કે દરિદ્ર નાયક પૈસાદાર બની ગયો છે એટલું જ ઘણું છે. મરેલો છોકરો ફરી જીવતો થયો એટલું જ અમારે બસ છે,—આટલાથી જ અમારી જ્ઞાનની ભૂખ, આત્માની ભૂખ મટી જાય છે. આ અનિર્વચનીય છે,—આવા સાહિત્યરસથી જ આપણા હૃદયના વસંત લોકમાં કલ્પલતાને ફૂલ ફૂટે છે.

કજિયો કરવા જેવું છે શું ? પરંતુ, હું જો આ કામ ન કરી શકું, પોતાના ગ્રંથના દરિદ્ર નાયકને મા કાલીની કૃપા મેળવી આપવામાં સફળ ન થાઉં, જટાજૂથધારી સંન્યાસીને શોધી ન શકવાથી મરેલા છોકરાને અગ્નિદાહ દેવાની જ મને ફરજ પડે, તો મને ખાતરી છે કે મારી ચોપડી એ લોકો બાળીને રાખ કરી નાખવાના. પરંતુ એનો ઉપાય શો ? ઊલટું, હાથ જોડી ચતુરાનનની પાસે જઈ હું તો કહેવાનો કે એ લોકો ભલે બીજી યે મારી ચોપડીઓ બાળી મૂકે; મારાથી એ સહન થશે, પરંતુ એ રસજ્ઞ વ્યક્તિઓની આત્માની ભૂખ, જ્ઞાનની ભૂખ મટાડવાનું સૌભાગ્ય 'શિરસિ મા લિખ, મા લિખ, મા લિખ !'

પરંતુ શા માટે ? શા માટે એટલા માટે કે કાવ્યસાહિત્ય અને કથાસાહિત્ય એક વસ્તુ નથી. એમનો ધર્મ પણ એક નથી, ધર્મની મર્યાદા પણ એક નથી. અને મનુષ્યની જ્ઞાનભૂખ અને આત્માની ભૂખનો જાતિભેદ એવો ઊંડો અને વિસ્તૃત છે કે જો વૈજ્ઞાનિક મનોભાવથી નિયંત્રિત કલ્પનાને વિસર્જન દઈ દઇએ તો પછી એ બધાનો કંઈ અર્થ જ રહેતો નથી.

કવિના કંકરપદ્મનું ઉદાહરણ આપી નરેશચંદ્ર કહે છે : એ દલીલ પણ નથી, અને નૈયાયિકનું દૃષ્ટાન્ત પણ નથી. એટલે એ રસરચના છે. મને લાગે છે કે તે ઉપાખ્યાન પણ હોઈ શકે. પરતુ ખૂબ મુશ્કેલ છે. હું એનું તાત્પર્ય સમજી શકયો નથી. વસ્તુતઃ, કંકર રમણીય છે કે પદ્મ રમણીય છે, ચકલી સરસ છે કે મોટરગાડી સરસ છે એ કહેવું અત્યંત કઠીન છે. પરંતુ કવિએ પોતાના 'સાહિત્યધર્મ'માં નરનારીના જાતિનેય સંબંધ વિષે જે કહ્યું

છે તે નવલકથા-સાહિત્યમાં પણ સત્ય છે એમ મને લાગે છે. તેમનું કહેવું એ જ છે કે આ સંબંધ તો જાણે છે જ. પરંતુ મનુષ્યની અંદર એના બે ભાગ છે, એક દૈહિક અને બીજો માનસિક, એક પાશવ અને બીજો આધ્યાત્મિક, એમાંથી કયો ભાગ સાહિત્યમાં અલંકૃત કરવો ઘટે એ જ અસલ પ્રશ્ન છે.

ખરેખર, આ જ અસલ પ્રશ્ન હોવો જોઈએ. નરેશચંદ્ર કહે છે, એની હદ નક્કી કરી આપો. પરંતુ સુસ્પષ્ટ સીમા-રેખા એની છે ખરી કે પૂછતાં જ કોઈ આંગળી ચીંધી બતાવી દે? બધું જ લેખકના શિક્ષણ, સંસ્કાર, રૂચિ અને શક્તિ પર આધાર રાખે છે. એક જણના હાથમાં જે રસનો ઝરો બની જાય છે, તે જ વસ્તુ બીજાના હાથમાં કદરૂપી ને કાળીમેશ બની જાય છે. શ્લીલ, અશ્લીલ, આબરૂ, બેઆબરૂ—એ બધી તર્કની વાતો છોડી દઈ તેમનો અસલ ઉપદેશ તમામ સાહિત્ય સેવકોએ સવિનય શ્રદ્ધાભાવપૂર્વક ગ્રહણ કરવો ઉચિત છે. નરનારીનું જાતિનેય મિલન એ સકળ રસસાહિત્યના પાયામાં છે, એ સત્યનો કવિ અસ્વીકાર કરતા નથી. તોપણ તેમને જે કહેવાનું છે તે એ છે કે પાયાની પેઠે એ વસ્તુ પણ સાહિત્યના ગંભીર અને ગુપ્ત ભાગમાં જ રહે. પાયો જેટલો નીચો અને જેટલો છુપો રહે એટલી ઈમારત વધારે સુદૃઢ બને છે. અને શિલ્પી પણ પોતાની ઇચ્છા પ્રમાણે તેની ઉપર કળા કારીગરી કરી શકે છે. ઝાડનાં મૂળિયાં, ઝાડના જીવન અને ફૂલફળની દૃષ્ટિએ ગમે તેટલાં ઉપયોગી હોય, પણ એને ખોદીને જો બહાર કાઢીએ તો એનું સૌન્દર્ય પણ નાશ પામે છે, અને પ્રાણ પણ સુકાઈ જાય છે. આ અભ્રાન્ત સત્ય છે એની તો કોઈથી ના પડાય એવું નથી. બરાબર આ જ પ્રમાણે આધુનિક સાહિત્યમાં બની રહ્યું છે કે કેમ તે પ્રશ્ન જુદો છે.

નરેશચંદ્ર રવીન્દ્રનાથનાં લખાણોમાંથી પુષ્કળ દલીલો ઉતારી કહે છે:

"શારીર વ્યાપાર માત્ર કંઈ નાતબહાર નથી, કારણકે ચુંબનનું સ્થાન સાહિત્યમાં બંકિમચંદ્રથી માંડી રવીન્દ્રનાથ સુધીના તમામ સાહિત્ય સમ્રાટોએ પાકું કરી દીધું છે. આલિંગનની પણ છૂટ છે."

પરંતુ, આલિંગનની વાત જવા દઉં, તોપણ ચુંબનનું નામે મારી ચોપડીઓમાં અત્યંત અનિવાર્ય ન થઈ પડે ત્યાંલગી હું દઈ શકતો નથી. એનાથી છટકીને ચાલી શકું તો હાશ અનુભવું છું. સ્ત્રીપુરુષોમાં એનું સ્થાન છે એ પણ હું જાણું છું, એ ચાહે છે એ પણ હું જાણું છું, એમાં દોષ છે એવું પણ હું નથી કહેતો, તેમ છતાં શી ખબર શાથી મારાથી એ નથી બનતું. આપણા સમાજમાં આ કાર્ય માણસો છૂપું રાખવા ઇચ્છે છે એટલે કદાચ, લાંબા સંસ્કારને લીધે, યુરોપીય સમાજમાં થાય છે તેવા એના જાહેર પ્રદર્શનની (demonstration) મને શરમ આવતી હશે. અથવા એ મારી દુર્બલતા હોય એવો પણ ખૂબ સંભવ છે. પરંતુ મને થાય છે, આ દુર્બળતાને લીધે તો મેં ઘણાં પ્રણયચિત્રો આલેખ્યાં છે, એ વખતે તો મુશ્કેલી લાગી નથી.

કાવ્યસાહિત્ય જુદું છે, ને કથાસાહિત્ય જુદું છે. 'હૃદય–યમુના,' 'સ્તન,' 'વિજયિની,' 'ચિત્રાંગદા' વગેરે કાવ્યોમાં ગમે તે થતું હોય, પણ કથાસાહિત્યમાં, મને લાગે છે કે કવિ પણ મારી પેઠે આ દુર્બળતા દૂર કરી શકયા નથી. કદાચ આવી બધી અને બીજી પણ એક બે નાની મોટી ત્રુટિઓ વિષે લોકોને મોઢે સાંભળી કવિ ખૂબ ખિન્ન થયા હશે. 'પરદેશી આયાત'—એ શબ્દો તેમણે ક્ષોભમાં જ વાપરી દ ધેલા છે. દેશભેદને લીધે સાહિત્યની ભાષા બદલાય છે, પરંતુ સાચેસાચા સાહિત્યને દેશ નથી, વિદેશ નથી, એ સત્ય કવિ જાણે છે, અને સૌના કરતાં વધારે સારી રીતે જાણે છે. એવું ન હોત તો આજે આખી દુનિયાના લોકો એમને વિશ્વકવિ કહીને સન્માન આપે છે તે ન આપતા હોત. કવિની સૃષ્ટિ સમુદ્રના જેવી અપરિસીમ છે. દલીલ થઈ શકે છે, પરંતુ એ જ સમુદ્રમાંથી પોતાને મનપસંદ અનુકૂળ દલીલ ખોળી કાઢી એમને મેણું મારવું એ કેવળ અવિનય જ નહિ, પણ અન્યાય છે.

કવિ કહે છે—

"હિંદી મહાસાગરની પેલે પાર (એટલે યુરોપમાં) જો પ્રશ્ન પુછાય કે તમારા સાહિત્યમાં આટલું ધમસાણ શાનું છે? તો જવાબ મળે છે કે

ઘમસાણુ સાહિત્યની ખાતર નથી, બજારની ખાતર છે. ચારે કોર બજાર બજાર છે. હિંદી મહાસાગરની આ તરફ જો પ્રશ્ન પૂછું તો જવાબ મળે છે કે બજાર તો ક્યાંય દેખાતું નથી. પરંતુ ઘમસાણુ જોયું એટલું છે. આધુનિક સાહિત્યની આજ બહાદુરી છે."

આ જવાબ કવિને કોણે દીધો તેની મને ખબર નથી, પરંતુ ગમે તેણે દીધો હોય, પણ હું તેની પ્રશંસા કરી શકતો નથી.

નરેશચન્દ્ર કહે છે—

'બજાર જમાવવાનો બિલકુલ પ્રયત્ન નથી થતો એવું નથી. વળી બજાર જામતાં પહેલાં ઘમસાણુ થયાનું સાહિત્યના ઇતિહાસમાં ઘણી વાર સાંભળવા મળ્યું છે. રૂસો અને વોલ્ટેરનાં લખાણોમાંથી જ ફ્રેન્ચ વિપ્લવનું બજાર ઊભું થયું હતું. અને આજે વિશ્વવ્યાપી ભાવવિનિમયના જમાનામાં વિલાયતમાં જે બન્યું છે તે વિષે આપણે મૂંગા બેસી રહી શકીશું શું? જે બજાર આજે પશ્ચિમમાં ઊભરાયું છે, તેમાં અમારો સોદો કરવાનો હક કોઈપણ પૂર્વવાસીના કરતાં ઓછો નથી.'

આધુનિક સાહિત્ય સંબંધમાં આવા સ્પષ્ટ શબ્દો આટલી નિર્ભયતાથી બીજા કોઈએ કહ્યાનું મારા જાણવામાં નથી.

સાહિત્યનાં અનેક કાર્યોમાં એક કામ દેશના સંગઠનનું છે, એકેએક દૃષ્ટિએ એને ઉન્નત કરવાનું છે. વિચાર (idea) પશ્ચિમનો છે કે ઉત્તરનો, એ મોટી વાત નથી, સ્વદેશનો છે કે પરદેશનો એ પણ મોટી વાત નથી, મોટી વાત તો એ છે કે એ ભાષાને અને દેશને કલ્યાણકર્તા છે કે નહિ. 'પરદેશી આયાત' એ શબ્દો મુરબ્બી ખાવાનો લોકાપવાદ નથી કે સાંભળતાં જ શરમથી માથું નીચું ઘાલવું પડે. એટલે, સાહિત્યકારોની શુભ-બુદ્ધિ જો કલ્યાણને માટે જ એની આયાત જરૂરી સમજે, તો કોઈ તેનું ગળું દાબવા આવે તેવું નથી. ગમે તેટલો મતભેદ હોય તોપણ શરીરના જોરે અટકાવવાનો પ્રયત્ન કરવાથી મંગળને બદલે અમંગળ જ વધારે થાય

છે. પરંતુ આ બધી અતિ મામુલી વાતો કવિને સંભળાવતાં મને પોતાને જ ખૂબ શરમ આવે છે. હું અનધિકારચર્ચાના ઉંબરામાં જઈ ઊભો છું એ પણ હું બરાબર સમજું છું, પરંતુ કહ્યા વગર બીજો ઉપાય દેખાતો નથી.

આ નિબંધનું કદ હવે નકામું નહિ વધારું. પરંતુ ઉપસંહારમાં બીજી પણ એક બે સાચી વાત કવિને સાફ શબ્દોમાં કહેવા ધારું છું. તેમના 'સાહિત્યધર્મ' નિબંધના છેવટના ભાગની ભાષા પણ જેમ તીક્ષ્ણ છે, તેમ તેનો શ્લેષ પણ અતિ નિષ્ઠુર છે! તિરસ્કાર કરવાનો અધિકાર માત્ર એક તેમને જ છે એ વાતનો કોઈ જ અસ્વીકાર કરતું નથી, પરંતુ સાચેસાચ શું આધુનિક બંગાળી સાહિત્ય રસ્તાની ધૂળનો કાદવ બનાવી એકબીજાના શરીર પર ફેંકવો એને જ સાહિત્યસાધના સમજે છે! કદાચ કોઈ વખત, ક્યાંક કોઈની ભૂલ પણ થઈ હશે, પરંતુ એથી કરીને સમસ્ત આધુનિક સાહિત્ય પ્રત્યે આવો ભારે દંડ ફરમાવવો એ શું ન્યાય કહેવાશે?

કવિ કહે છે—

'એ દેશનું સાહિત્ય છેવટે વિજ્ઞાનના સોગન ખાઈ આ દુષ્ટતાનો બચાવ કરી શકે છે. પરંતુ જે દેશમાં અંદર કે બહાર, બુદ્ધિમાં કે વ્યવહારમાં, ક્યાંયે વિજ્ઞાનને પ્રવેશનો યે અધિકાર મળ્યો નથી......'

આ જો સત્ય હોય તો ભારતના દુઃખની વાત છે, દુર્ભાગ્યની વાત છે. કદાચ પ્રવેશનો અધિકાર નથી મળ્યો, અથવા તો એ વસ્તુ ખરેખર ભારતમાં હતી જ નહિ, પરંતુ કોઈ ચીજનો માત્ર અભાવ હતો એટલા જ માટે શું તે હમેશને માટે વર્જિત જ રહેશે? એવો જ શું એમનો આદેશ છે?

આગળની લીટીમાં કવિ કહે છે—

'તે દેશ (એટલે બંગાળા)ના સાહિત્યમાં ઊછીની લીધેલી નકલી નિર્લજ્જતાને કોની દોહાઈ દઈ દબાવશો?'

દોહાઈ દેવાની જરૂર નથી. દબાવવું એ પણ ખોટું છે, પરંતુ ભક્તોના મુખમાંથી ઊછીના લીધેલા અભિપ્રાયને જ નિઃશંકપણે સત્ય સમજી સ્વીકારી લેવાથી શું ન્યાયની મર્યાદાનો ભંગ થતો નથી?

રવીન્દ્રનાથના 'સાહિત્યધર્મ' નો નરેશચંદ્રે જવાબ દીધો છે; કદાચ તેમણે માન્યું હશે કે કવિનું લક્ષ્ય બનેલા અનેકમાંના તેઓ પણ એક છે. એ ધારણાનું કારણ શું છે તે હું નથી જાણતો. તેમનાં તમામ પુસ્તકો મેં નથી વાંચ્યાં, માસિકનાં પાનાંમાં જે છપાય છે એ જ માત્ર વાંચ્યું છે. ઘણી જગાએ તેમના અભિપ્રાય સાથે હું સંમત નથી થતો. કોઈ વાર, નરનારીના પ્રેમની બાબતમાં તેઓ પ્રચલિત નક્કી થયેલો રાહ ઓળંગી ગયા હોય એવું લાગ્યું છે, પરંતુ ત્યાં પણ પોતાનો જ મત સાચો છે એવું એમણે કહ્યું નથી. નરેશચંદ્ર પર ઘણાઓ પ્રસન્ન નથી એ હું જાણું છું. પરંતુ મત્ત બની, આત્મવિસ્મૃત થઈ, માધુર્યહીન દૃઢતાને જ શક્તિનું લક્ષણ માની લઈ પહેલવાનની પેઠે બાઝીબાઝી કરવા માટે જ તેઓ ચોપડીઓ લખે છે એવો આક્ષેપ હું કરી શકતો નથી. એમની સાથે મને પરિચય નથી, કદીપણ એમને જોયા હોય એવું પણ યાદ આવતું નથી, પરંતુ વિદ્વત્તામાં, જ્ઞાનમાં, ભાષા પરના સ્વામીત્વમાં, વિચારની વિપુલતામાં, અને સૌથી વધારે તો સ્વતંત્ર અભિપ્રાયો નિઃસંકોચ પ્રગટ કરવામાં બંગાળી સાહિત્યમાં એમની બરોબરીના લેખકો બહુ ઓછા છે. બંગાળી સાહિત્યના નિષ્પક્ષ વિવેચક તરીકે કવિનું કર્તવ્ય તેમનાં તમામ પુસ્તકો વાંચવાનું અને કયાં શીલગુણનો અભાવ છે, કયાં કાવ્યલક્ષ્મીનું તેઓ વસ્ત્રહરણ કરવા તૈયાર થયા છે, તે સ્પષ્ટ બતાવી આપવાનું છે.

પરંતુ એમ પણ હોઈ શકે કે કવિનું લક્ષ્ય નરેશચંદ્ર નહિ, પણ બીજું કોઈ છે. પરંતુ એ 'બીજા કોઈ' ની પણ તમામ ચોપડીઓ તેમણે વાંચી જોવી ઉચિત છે એમ મને લાગે છે.

મારું જ સાહિત્યજીવન મને યાદ આવે છે. આ હમણાંની જ વાત છે. ગાળો ને નિંદાનો પાર નહોતો. ઘણું લખ્યું છે; સૌને ખુશ કરી શક્યો નથી, ભૂલો પણ પાર વગરની કરી છે. સ્વભાવથી નિરીહ શાંતિપ્રિય માણસ હોવાથી હો, કે અશક્તિને લીધે હો, આક્ષેપોના મેં જવાબ પણ દીધા નથી, તેમ કોઈ ઉપર આક્ષેપ પણ કર્યો નથી. ઘણો કાળ વીતી જવા છતાં પણ કવિના પૈસાના શબ્દો પણ કદાચ યાદ કરી શકું. જગતમાં હમેશાં કોઈ

કોઈ માણસ એવા હોય છે જેઓ સાહિત્યની આ જ દિશા પસંદ કરે છે. હવે બુઢ્ઢો થયો, મરવાનો દિવસ પાસે આવી પહોંચ્યો. ગાળો કે નિંદા હવે બહુ નથી ખાતો. માત્ર 'પથેર દાબી' માટે તે દિવસે 'માનસી' પત્રિકાની મારફત એક રાયસાહેબ સબડેપ્યુટિની ધમકી ખાધી છે. ચોપડીમાં, કહે છે કે ક્યાંક સુવર્ણ-વૃક્ષની બાઈબંધી હતી, અનુભવી વ્યક્તિની આંખે એ પકડાઈ ગઈ હતી.

એ ગમે તેમ હો, મારા દિવસો હવે પૂરા થવા આવ્યા છે. હવે કેટલાક નવીન સાહિત્યવ્રતીઓએ સાહિત્યસેવાનો ભાર ઉપાડી લીધો છે. ખરા અંતઃકરણપૂર્વક હું તેમને આશીર્વાદ આપું છું. અને જે થોડા દિવસ હવે જીવીશ ત્યાંસુધી માત્ર આ જ કાર્ય હું મારા હાથમાં રાખીશ.

પરંતુ કેટલાક દિવસથી જોઉં છું તો એમની સામે એક પ્રચંડ વિરોધ શરૂ થઈ ગયો છે. ક્ષમા નથી, ધૈર્ય નથી, બંધુભાવે ભૂલ સુધારવાની ઇચ્છા નથી, છે માત્ર કટૂક્તિ; છે માત્ર અતિ તીક્ષ્ણ વાક્યબાણોથી એમને વીંધી નાખવાનો સંકલ્પ. છે માત્ર દેશ અને દુનિયાની આગળ એમને હેય સિદ્ધ કરવાની નિર્દય વાસના; સરસ્વતીના મંદિરમાં માત્ર મતભેદને જ લીધે જાગેલા સેવકોના આ આત્મઘાતી કલહમાં નથી ગૌરવ, કે નથી કલ્યાણ.

વિશ્વકવિના આ 'સાહિત્યધર્મ'ના છેવટના ભાગનો હું વિનયપૂર્વક પ્રતિવાદ કરું છું. કમનસીબે તેઓ મારાથી અસંતુષ્ટ છે, મારા શબ્દો પર કદાચ તેમને વિશ્વાસ નહિ આવે, પરંતુ હું તેમને સાચું જ કહું છું કે બંગાળી સાહિત્ય સેવકોમાં એવું કોઈ જ નથી જેણે તેમને પોતાના મનથી ગુરુના આસન પર પ્રતિષ્ઠિત ન કર્યા હોય; આધુનિક સાહિત્ય વિષે અમંગલ આશંકાથી જેઓ તેમના કાન આગળ 'ગુરુદેવ!' કરી રાતદિવસ વિલાપ કરી રહ્યા છે, તેમના કોઈના પણ કરતાં યે આ લોકો રવીન્દ્રનાથ પ્રત્યે ભક્તિભાવમાં ઊતરતા નથી.

---

* 'બંગવાણી'—૧૩૩૪ ના આસો અંકમાંથી. [ ઈ. સ. ૧૯૨૭ ]

# ગુરુશિષ્ય સંવાદ

**શિ**ષ્ય : પ્રભુ, આત્મા શું છે? ઇશ્વર વળી શું છે અને તે કેવી રીતે જાણી શકાય?

ગુરુ : વત્સ, આ બહુ કઠીન પ્રશ્ન પૂછ્યો. આનો ઉત્તર કોઈજ જાણતું નથી, પરંતુ હું જાણું છું. ખૂબ સાધના કરીએ ત્યારેજ એ જ્ઞાન થાય છે, મને પણ એમ થયું છે. ધ્યાનપૂર્વક શ્રવણ કર, મારા મુખ દ્વારા સાંભળવાથી તને દીવા જેવું સાફ સમજાઈ જશે.

[ શિષ્ય મોં ફાડી જોઈ રહે છે. ]

ગુરુ : ( ગંભીર બનીને ) વત્સ, શાસ્ત્રોમાં કહ્યું છે કે રસો વૈ સ :—એટલે કે એ રસ છે. આ રસની દ્વારાજ એ એક છે અને બહુ છે. આ બહુને પવિત્ર રસ દ્વારા જાગૃત કરવાથી, એકની અંદર અનેક અને ઐક્યની અંદર અનૈક્યને તું પ્રાપ્ત કરી શકીશ. ભારતવર્ષની આજ ચિરંતન સાધના છે.

વારૂ, એથી તને શું મળશે? રે, તને ભૂમાનન્દ પ્રાપ્ત થશે—જેવો મને પ્રાપ્ત થયો છે. પછી એ ભૂમાનંદની, એકની અંદર, અનેકની અંદર, ઐક્યની અંદર અને અનૈક્યની અંદર, ત્યાગ દ્વારા પ્રાપ્તિ થતાંજ તને ત્યાગાનંદની પ્રાપ્તિ થશે.

વત્સ, એ ત્યાગાનંદના ચિત્રને વિચિત્ર રૂપે તું હૃદયમાં પ્રાપ્ત કરી શકે કે તરત તને ઇશ્વરનાં દર્શન થશે. આ ગળે ઉતારવું શું અઘરું છે, વત્સ?

શિષ્ય: જી—જી ના. એવું અઘરું નથી. વાહ ગુરુદેવ, એ ભૂમાનંદ શું, અને એ ત્યાગાનંદ શું?

ગુરુ: વિસ્તારથી સમજાવું છું, શ્રવણ કર. પરબ્રહ્મનું જ બીજું નામ ભૂમા. પરબ્રહ્મના આનંદને જ ભૂમાનંદ કહે છે. એ આનંદની તુલના નથી, પરંતુ એ માટે અતિ કઠોર સાધના આવશ્યક છે. ભૂમા અંત-વિશિષ્ટ અનંત છે, આકારવિશિષ્ટ નિરાકાર છે—અર્થાત્ નિરાકાર હોવા છતાં સાકાર છે, જેમ કાળો છતાં ધોળો,—સમજાયું?

શિષ્ય: જી હા—જેમ કાળો છતાં ધોળો.

ગુરુ: બરાબર એ જ. આંખો મીંચી અનુભવ કરી લો—જાણે કાળો છતાં ધોળો. આ જ, આ જ એનું પૂર્ણ રૂપ! આ જ એનું સત્ય રૂપ! આ સત્ય રૂપનું હૃદયમાં સંપૂર્ણ દર્શન કરી, એકાગ્ર ચિત્તે વિશ્વવાણીનો પવિત્ર અર્ઘ્ય અર્પણ કરી શતદલ પદ્મની ઉપર એની પ્રતિષ્ઠા કરી લે.

વત્સ, એમ મોં ફાડી જોઈ ન રહે,—સાધના વગર કંઈ નહિ વળે.

શિષ્ય: જી.

ગુરુ: હં, એ વગર હું યે ભૂમાનંદમાં આવો મસ્ત બની રહી શકત કેવી રીતે? ઠીક જો, હવે એ સત્સ્વરૂપને જ શ્રદ્ધાબળે નિષ્ઠાબળે એકીભૂત કરીને, સત્યની દ્વારા આવાહન કરી લેતાં જ તારા હૃદયમાં વિશ્વમાનવતાનું વિપુલ સ્પંદન જાગૃત થઈ જશે. એ અનુભવનું નામ જ ભૂમાનંદ, વત્સ!

શિષ્ય: સમજ્યો ગુરુદેવ, આવી કઠોર વસ્તુ પણ આપે કેટલી સરળતાથી અને કેવા સુન્દર ભાવે સમજાવી દીધી! ભૂમાનંદ સંબંધી હવે મને લેશમાત્ર સંશય નથી.

ગુરુ: (મંદ મંદ હસે છે. પછી આંખો મીંચે છે) વત્સ, બધું જ ભગવત્ પ્રસાદાત્ છે. જાતે સમજ્યો છું, અને એનું સત્ય રૂપ આ હૃદયમાં બરાબર અનુભવીને ધન્ય થયો છું, તેથી જ આટલી ત્વરાથી હું તને દીવાની

જેમ સ્પષ્ટ સમજાવી શકું છું. હવે તારા બીજા પ્રશ્નનો ઉત્તર આપું છું, અવધાન કર. શું પ્રશ્ન કર્યો હતો તેં ? ત્યાગાનંદ શું છે એ ને ? એ પણ આનંદ સ્વરૂપ છે, વત્સ. એ પ્રાપ્ત થતાં જ આપણને આનંદ થાય છે, એ સ્વત : સિદ્ધ છે. પરંતુ એ પ્રાપ્તિ ગમે તેમ સિદ્ધ કરવાથી નહિ ચાલે. એ તો નિષ્ફળ પ્રાપ્તિ કહેવાય, એ પ્રાપ્તિ એ પ્રાપ્તિ જ નથી,—એટલે ત્યાગ દ્વારા મેળવવાનો પ્રયત્ન કરજે.'

શિષ્ય : પ્રભુ, બરાબર હૃદયંગમ કરી શકયો નહિ. ત્યાગ દ્વારા કેવી રીતે પ્રાપ્તિ થાય ? ત્યાગ કરવાથી તો હાથમાંથી જતું રહે.

ગુરુ : વત્સ, તારી ભૂલ થાય છે. તને ત્યાગ કરવાનું હું નથી કહેતો, ત્યાગ દ્વારા પ્રાપ્તિ કરવાનું કહું છું. અર્થાત્ પાંચ જણ ત્યાગ કરે તો સંભવિત છે કે તને પ્રાપ્તિ થાય, અને એ રીતે જે પ્રાપ્તિ થાય એ ત્યાગની પ્રાપ્તિ છે, એ મહા દુ:ખપૂર્વકની પ્રાપ્તિ છે; એને વિશ્વપતિનું દાન સમજી હૃદયમાં સાત્ત્વિકભાવે વરણ કરી લેવાથી તને ત્યાગાનંદ થશે. આહા ! એ આનંદની શી વાત કરું !

(પળવાર બંધ નેત્રે મૌન રહી, ફરીને) વત્સ, મારું જે આ 'હું', —શાસ્ત્રમાં જેને 'અહં' કહે છે, 'અહમિકા' કહે છે, અને જેને વિષે ત્યાગ કહેતાં પરિવર્જન કરવાની આજ્ઞા કરે છે, એ આપણા 'હું' જેવી સર્વનાશી ચીજ આ જગતમાં કોઈ નથી. આ 'હું' ને સમાજમાં, વિશ્વમાનવમાં ડુબાડી દે. પછી તને પોતાનું પારકું એવો ભેદ રહેશે નહિ, લોકોને પછી તું તારાથી ભિન્ન રૂપે નહિ જુએ. પછી એમના દાનને તું તારું પોતાનું જ દાન સમજી પ્રાપ્ત કરી હૃદયમાં અતુલ્ય આનંદનો ઉપભોગ કરીશ. વત્સ, ભગવાનના એ આનંદરૂપને અંતરમાં ધારણ કરી હું સદાકાળને માટે ધન્ય થઈ ગયો છું. આહા !

શિષ્ય : સમજ્યો ગુરુદેવ ! હવે આશીર્વાદ આપો, વર આપો, કે કઠોર સાધનાદ્વારા આપનો શિષ્ય થવાને યોગ્ય થઈ શકું.

ગુરુ : તથાસ્તુ !

---

આ લેખ 'યમુના' માસિકના વર્ષ ૫, અંક ૧૧ માં ૧૩૨૦ ના ફાગણમાં શ્રી અનિલાદેવીના નામે છપાયો હતો. [ઈ. સ. ૧૯૧૩]

## તેપનમી જન્મતિથિ નિમિત્તે મળેલા

# માનપત્રનો જવાબ

મિત્રોનો આદર, સ્નેહભાજન નાનાઓની પ્રીતિ અને પૂજનીય વડીલોના આશીર્વાદ વિનયપૂર્વક સ્વીકારું છું. કૃતજ્ઞતા પ્રગટ કરવાની ભાષા મળવી મુશ્કેલ છે. મારે માટે તો હું માત્ર એટલી જ પ્રાર્થના કરું છું કે આપ સૌને હાથે આજે હું જે સન્માન પામ્યો છું, એના કરતાં મોટી ચીજની આ જીવનમાં કદી કામના ન કરું. જે માનપત્ર હમણાં વંચાયું, તે કદમાં જેમ નાનું છે, તેમ આંતરિક સહૃદયતામાં ઘણું મોટું છે. આ તેનો જવાબ નથી; આ માત્ર મારા મનના ઉદ્‌ગાર છે, તેથી મારું પણ વક્તવ્ય હું ટૂંકમાં જ લખી લાવ્યો છું.

આ પ્રેમ—આ મારી જન્મતિથિને નિમિત્તે આનંદ પ્રગટ કરવાનો ઉત્સવ,—હું જાણું છું, એ મને વ્યક્તિને અનુલક્ષીને નથી. દરિદ્ર ઘરમાં મારો જન્મ છે, આ હમણાં લગી તો દૂર પરદેશમાં તુચ્છ નોકરી કરી

આજીવિકા મેળવવામાં લાગેલો હતો; તે દિવસે ઓળખાણ દેવા માટે મારી પાસે કંઈ જ સંચય નહોતો. એટલે તો આજે તરત સમજાઈ ગયું છે કે આ ભક્તિભાવનું નિવેદન કોઈ ધનને નથી, વિદ્યાને નથી, વારસામાં મળેલ કોઈ ભૂતકાળના ગૌરવને નથી, આ તો માત્ર મને આગળ ધરી, સાહિત્ય-લક્ષ્મીના ચરણમાં ભક્ત મનુષ્યો ભક્તિભાવનું નિવેદન કરે છે.

જાણું છું એ બધું યે. તો પણ જે સંશયે આજે મારા મનને વારંવાર હચમચાવી નાખ્યું છે એ આ છેઃ સાહિત્યની દૃષ્ટિએ પણ આ સન્માન માટેની યોગ્યતા શું મેં સાચેસાચ પ્રાપ્ત કરી છે? કશું જ નથી કર્યું એવું હું નહિ કહું. કારણ કે એવી અતિ-વિનયની અતિશયોક્તિ દ્વારા હું મારી પોતાની પજ મશ્કરી કરવા ઇચ્છતો નથી, આપની કોઈની પણ નહિ. કંઈક તો મેં કર્યું જ છે.

સ્નેહીઓ કહેશે કે કંઈક નહિ, ઘણું કર્યું છે; તેં ઘણું કર્યું છે. પરંતુ જેઓ એ ટોળામાં નથી, તેઓ વખતે જરાક હસીને કહેશે, ઘણું તો નહિ, તો પણ સાધારણ કંઈક કર્યું છે, એટલી વાત સાચી છે, અને અમે પણ એ માનીએ છીએ. પરંતુ તોયે હું કહું છું કે એ સામાન્યની ઉપર રહેલ બુદબુદ અને નીચે રહેલ કચરો, એઉ બાદ કરતાં બાકી જે રહે તેનું કાળના ન્યાયમંદિરમાં લોભ કરવા જેટલું મૂલ્ય નહિ હોય. આવું જેઓ કહે છે તેમનો હું વિરોધ નથી કરતો, કારણ કે કહેવું ખોટું છે એવું કોઈ રીતે બળપૂર્વક કહી શકાય તેમ નથી. પરંતુ એને માટે હું ચિંતા કરી નથી મરતો. જે સમય હજી આવ્યો નથી, એવ અનાગત ભવિષ્યમાં મારા લખાણોનું મૂલ્ય રહેશે, કે નહિ રહે, એ મારી ચિંતાનો વિષય નથી. મારી વર્તમાનની સત્ય-પ્રાપ્તિ જો ભવિષ્યની સત્ય પ્રાપ્તિની સાથે એકરૂપ ન થઈ શકે તો એણે રસ્તા પરથી હઠી જવુ પડશે. એનો આવરદા જો પૂરો જ થાય તો એટલા જ માટે થશે કે એના કરતાંયે વધારે મહાન, વધારે સુંદર, અને વધારે પરિપૂર્ણ સાહિત્યના સર્જનકાર્યમાં તેના હાડપિંજરની જરૂર ઊભી થઈ છે. બિલકુલ ક્ષોભ

અનુભવ્યા વગર, હું તો સામો એ જ પ્રાર્થના કરીશ કે મારા દેશમાં, મારી ભાષામાં એવું મહાન સાહિત્ય સરજાઓ કે જેની તુલનામાં મારું લખાણ એક દિવસ નહિવત્ બની જાય.

વિવિધ અવસ્થાઓમાં એક સમય વિવિધ વ્યક્તિઓના સંબંધમાં મારે આવવું પડયું હતું. એથી કંઈ નુકસાન નથી જ થયું એમ નથી, પરંતુ તે સમયે જેમને મારે મળવાનું થયું હતું તેમણે મારું તમામ નુકસાન ભરપાઈ કરી દીધું છે. તેઓ મારા મનમાં આ કમાણી મૂકતા ગયા છે કે ત્રુટિ, વિચ્યુતિ, અપરાધ, અધર્મ એ જ કંઈ સંપૂર્ણ મનુષ્ય નથી. એની અંદર રહેલી જે ચીજ છે, તે અસલ મનુષ્ય છે—એને આત્મા પણ કહી શકાય—એ એના તમામ અભાવ, તમામ દોષો કરતાં યે મહાન છે. મારા સાહિત્ય લેખનમાં એનું હું અપમાન ન કરી બેસું—કારણ ભલે ગમે તેવું ભારે હોય, તોપણ મનુષ્ય પ્રત્યે મનુષ્યને ધૃણા ઉત્પન્ન થાય એવો અર્થ મારા લખાણમાંથી કદી ન નીકળો એવું મને લાગ્યા કર્યું છે.

પરંતુ ઘણાએએ એને મારો દોષ ગણ્યો છે, અને જે દોષને લીધે હું સૌથી વધારે લાંછનાનો ભોગ થઈ પડયો છું એ મારો દોષ આ છે. પાપીનું ચિત્ર મારી કલમે મનોહર બની ગયું છે, એ મારી સામે તેમનો સૌથી મોટો આરોપ છે.

આ સારું કે ખોટું તે હું નથી જાણતો. આનાથી માણસનું કલ્યાણ થાય તે કરતાં અકલ્યાણ વધારે થાય છે કે નહિ એની તુલના પણ મેં કરી જોઈ નથી—પરંતુ એક સમયે જે સત્યનો મેં અનુભવ કર્યો છે તે જ મેં નિષ્કપટભાવે પ્રગટ કર્યું છે. એ સત્ય ચિરંતન છે કે નહિ, શાશ્વત છે કે નહિ એની ચિંતા મને નથી, અને કાલે કદાચ તે મિથ્યા જ બની જાય, તો એ વિષે કોઈની સાથે હું ઝઘડો કરવા જવાનો નથી.

આ પ્રસંગે બીજી પણ એક વાત મને હમેશાં યાદ આવે છે. એકાએક સાંભળતાં મનને આઘાત લાગે છે, તોપણ હકીકત સાચી છે એવો

મને વિશ્વાસ છે. કોઈ પણ દેશનું કોઈ પણ સાહિત્ય કદી પણ સદા કાળ ટકતું નથી. વિશ્વની તમામ સૃષ્ટિની પેઠે એનો પણ જન્મ છે, પરિણામ છે, એને માથે પણ વિનાશનું ઋણ છે. મનુષ્યના મન સિવાય સાહિત્યને ઊભા રહેવાની બીજી કોઈ ધરતી નથી, માનવચિત્તમાં જ એનો આશ્રય છે, અને ત્યાં જ એનું તમામ ઐશ્વર્ય ખીલી ઊઠે છે. પરંતુ માનવચિત્ત જ એક સ્થળે નિશ્ચલ બની રહી શકતું નથી! તેનું પરિવર્તન થાય છે, વિવર્તન થાય છે —એના રસબોધ અને સૌન્દર્યના વિચાર–પ્રવાહની સાથે સાથે સાહિત્યનું પણ પરિવર્તન અવશ્યંભાવી છે. તેથી એક જમાનામાં જે મૂલ્ય માણસ ખુશી થઇને આપે છે, બીજા જમાનામાં એની અડધી કિંમત પણ આપતાં એને પાર વગરનો સંકોચ થાય છે.

મને યાદ છે, દાશુ રાયનું અનુપ્રાસમય છંદમાં લખેલું દુર્ગાસ્તવન તે જમાનામાં પિતામહના કંઠહારમાં કેવા કીમતી રત્ન સમું હતું! આજે પૌત્રના હાથમાં વાસી માળાની પેઠે તેની અવજ્ઞા થાય છે. તેમ છતાં એનો આટલો બધો અનાદર થશે એવું એ જમાનામાં કોણે ધાર્યું હતું?

પરંતુ શાથી આમ બને છે? કોના દોષે આવું બન્યું? એ અનુપ્રાસનો અલંકાર તો આજે પણ તેવો જ ગૂંથેલો છે. છે તો બધુંયે, નથી માત્ર એને ગ્રહણ કરનારું મનુષ્યનું મન. એનું આનંદ પામનારું ચિત્ત આજે દૂર સરી ગયું છે. દોષ દાશુ રાયનો નથી, એમના કાવ્યનો પણ નથી, દોષ જો કોઇનો પણ હોય તો યુગધર્મનો છે.

સામી દલીલ થઈ શકે છે કે માત્ર દાશુ રાયનો દાખલો આપવાથી નહિ ચાલે. ચંડીદાસની વૈષ્ણવ પદાવલી તો આજે પણ છે, કાલિદાસની શકુંતલા તો આજે પણ તેવી જ જીવંત છે. પણ એથી તો માત્ર એટલું જ સાબિત થાય છે કે એનું આયુષ્ય લાંબું છે—ખૂબ લાંબું છે. પરંતુ એ પરથી એની અવિનશ્વરતા સાબિત થતી નથી, તેના ગુણદોષનો પણ છેવટનો નિર્ણય થઈ શકતો નથી.

સમગ્ર માનવ જીવનમાં જ નહિ, પણ વ્યક્તિ વિશેષના જીવનમાં પણ આ જ નિયમ દેખાય છે. બાળપણમાં 'ભવાની પાઠક' અને 'હરિદાસની ગુપ્ત કથા' મારી એક માત્ર મૂડી હતી. તે વખતે મને આ બે ચોપડીઓમાંથી એટલો રસ અને એટલો આનંદ મળ્યો છે, કે એની હદ નથી. તેમ છતાં, આજે એ મને નીરસ લાગે છે. પરંતુ એમાં એ ગ્રંથનો દોષ છે, કે મારા બુઢ્ઢાપણનો દોષ છે એ કહેવું મુશ્કેલ છે. તેમ છતાં ગમતની વાત એ છે કે જગતનો એવો બદ્ધમૂલ સંસ્કાર છે કે કાવ્ય અને નવલકથાના સારા નરસાપણાનો નિર્ણય કરવાનો છેવટનો ભાર વૃદ્ધોની જ ઉપર જઈ પડે છે. પરંતુ આ શું વિજ્ઞાન છે કે ઇતિહાસ છે? આ તે શું માત્ર કર્તવ્ય કાર્ય છે, કે કળા કારીગરી છે કે ઉંમરની દીર્ઘતા જ એનો નિર્ણય કરવાનો સૌથી મોટો અધિકાર ધરાવે?

બુઢ્ઢાપણમાં પોતાનું જ જીવન જ્યારે બેસ્વાદ હોય છે, કામના શુષ્કપ્રાય હોય છે, થાકના ભારથી જીર્ણ દેહ જ્યારે ભારાક્રાન્ત હોય છે,— પોતાનું જ જીવન જ્યારે રસહીન હોય છે, ત્યારે એ ઉંમરમાં વધેલો છે એટલા જ ખાતર યૌવન શું ફરી ફરીને એને બારણે જઈને ઊભું રહેશે?

છોકરાઓ વાર્તા લખી લાવીને જ્યારે મારી પાસે આવી ઊભા રહે છે, ત્યારે તેઓ ધારે છે કે આ બુઢ્ઢા માણસને જ સલાહ આપવાનો અધિકાર સૌથી વધારે છે. પરંતુ એમને ખબર નથી કે મેં જ પોતે જુવાનીમાં લખેલાં લખાણોની પણ ટીકા કરવાનું આજે મારા હાથમાં નથી.

એમને હું કહું છું, કે તમારા સમવયસી છોકરાઓને જ જઈને બતાવો. તેઓ જો ખુશ થાય, તેમને જો ગમે, તો જાણજો કે એ જ સાચી ટીકા છે.

પણ એમને વિશ્વાસ નથી આવતો. તેઓ ધારે છે કે જવાબદારી ઉડાવવા માટે જ હું આવું કહું છું. તે વખતે હું નિઃશ્વાસ નાખી વિચારું છું કે અનેક જમાનાના સંસ્કારમાંથી છૂટવું કેટલું અઘરું છે! અઘરું છે એમ જાણવા છતાં યે હું કહીશ કે રસના વિષયમાં આ જ સાચો રાહ છે.

વિવેચનની જેમ સર્જનની બાબતમાં પણ બરાબર આ જ એક નિયમ છે! સર્જનનો સમય એ યૌવનકાળ છે—જેવું પ્રજોત્પત્તિની બાબતમાં, તેવું જ સાહિત્યોત્પત્તિની બાબતમાં. આ ઉંમર વટાવી દીધા પછી મનુષ્યની દૂર જોવાની દૃષ્ટિ કદાચ વધુ તીક્ષ્ણ બનતી હશે, પરંતુ નજીકની દૃષ્ટિ ઝાંખી થતી જાય છે. વૃદ્ધપણની પાકી બુદ્ધિ દ્વારા તે વખતે નીતિપૂર્ણ કલ્યાણકારી ચોપડીઓ લખવાનું બને, પરંતુ આત્મભૂલ્યા યૌવનના પ્રવાહમાંથી જે રસની ચીજ ઝરી પડે છે તેનું મુખ તો બંધ થઈ જાય છે. આજે તેપનમા વરસમાં પગ મૂકતાં મારા આટલા શબ્દો આપ સૌની આગળ સવિનય નિવેદન કરવા ઇચ્છું છું,—હવે પછી રસના પીરસણમાં જો કંઈ ત્રુટિ આપને દેખાય, તો ચોક્કસ જાણજો કે એ બધો દોષ મારા આ તેપન વરસનો છે.

આજે હું વૃદ્ધ છું, પરંતુ જ્યારે બુઢ્ઢો નહોતો થયો, ત્યારે પૂજ્ય મુરબ્બીઓનાં પગલાંનું અનુસરણ કરી, બીજા ઘણાઓ ભેગા મેં પણ ભાષા-જનનીના ચરણકમળમાં જે કંઈ અર્ઘ્ય ધર્યો છે, તેનું અનેકપણું મૂલ્ય આજે ખોબે ખોબા ભરીને આપ સૌએ દીધું છે. કૃતજ્ઞ ચિત્તે આપ સૌને પ્રણામ કરું છું.

---

* ૧૩૩૫ના ભાદરવા માસમાં તેપનમી જન્મતિથિ નિમિત્તે યુનિવર્સિટિ ઈન્સ્ટિટ્યુટમાં દેશવાસીઓએ આપેલા અભિનંદનનો ઉત્તર. [ઈ. સ. ૧૯૨૮]

## પંચાવનની જન્મતિથિ નિમિત્તે મળેલા

# અભિનંદનનો જવાબ

વળી એક વરસ વહી ગયું. જન્મતિથિ નિમિત્તે તે દિવસે પણ આવી જ રીતે હું આપ સૌની વચ્ચે આવી ઊભો હતો. તે દિવસે પણ આવાં જ સ્નેહ, પ્રીતિ અને સમિતિની ભરપૂર શુભેચ્છાઓથી આજની પેઠે જ મારું હૃદય ભરાઈ ગયું હતું. માત્ર દેશની અત્યંત દુર્દશાને યાદ કરી તે વખતે આપના ઉત્સવનો બાહ્ય દેખાવ સંકુચિત કરવાનો આગ્રહ કર્યો હતો. કદાચ આપને નહિ ગમ્યું હોય, પરંતુ આગ્રહની અવગણના નહોતી થઈ એ વાત હું નહિ ભૂલું. દુર્દશા આજે પણ ઊતરી ગઈ નથી, ઊલટી સેંકડો ઘણી વધી ગઈ છે, અને ક્યારે તેનું મોત થશે એ પણ નજરે દેખાતું નથી, પરંતુ એ દુર્દશાને જ સૌથી ઊંચું સ્થાન આપી શોકાચ્છન્ન સ્તબ્ધતાથી જીવનનાં અનેક આહ્વાનો અચોક્કસ સમય સુધી ઠેલ્યા કરવાનું પણ હવે મન થતું નથી. તેથી આજે આપના આમંત્રણને માન આપી શ્રદ્ધાનત ચિત્તે આવી હાજર થયો છું.

સાંભળ્યું છે કે સમિતિની વિનતિથી કવિગુરુએ કંઇક લેખ પાઠવ્યો છે; 'Liberty'માં તેનું અંગ્રેજી ભાષાન્તર છપાયું છે. તેના છેવટના ભાગમાં મારી નજીવી સાહિત્યસેવાનો નહિ ધારેલો પુરસ્કાર છે. એ મારી કમાણી છે. એમને હું મારા નમસ્કાર જણાવું છું. અને સમિતિની મારફત મને એ મળી, એટલે આપ સૌની આગળ મારી કૃતજ્ઞતા વ્યક્ત કરું છું.

એ લેખમાં રવીન્દ્રનાથ બંગાળી વાર્તા-સાહિત્યના વિકાસનો ટૂંકમાં પરિચય આપે છે. એમાં લાંબુ વિવરણ પણ નથી, અને ગુણદોષની સમાલોચના પણ નથી, પરંતુ એમાં વિચાર કરવાની, ચર્ચા કરવાની, બંગાળી સાહિત્યની ભવિષ્યની દિશા નક્કી કરવાની પૂરતી સામગ્રી રહેલી છે. કવિએ બંકિમચંદ્રના 'આનંદમઠ'નો ઉલ્લેખ કરી કહ્યું છે કે 'વિષવૃક્ષ' અને 'કૃષ્ણકાન્તનું વિલ'ની સરખામણીમાં એનું સાહિત્યિક મૂલ્ય બહુ સામાન્ય છે. એનું મૂલ્ય સ્વદેશ-હિતનો વિચાર કરવામાં,—માતૃભૂમિની દુઃખી દુર્દશાનું વિવરણ કરવામાં, તેના પ્રતિકારનો ઉપાય બતાવવામાં, અને એની તરફ પ્રીતિ અને ભક્તિ આકર્ષવામાં છે. એનો અર્થ એ કે 'આનંદમઠ'માં સાહિત્યકાર બંકિમચંદ્રનું સિંહાસન રોકીને પ્રચારક અને શિક્ષક બંકિમચંદ્ર બેસી ગયો છે. બંકિમચંદ્રની નવલકથા સંબંધી આવા શબ્દો, આ પહેલાં બીજા કોઇએ કહેવાની હિંમત કરી હોય એવું મને નથી લાગતું. અને વાર્તા-સાહિત્ય સંબંધમાં રવીન્દ્રનાથનો આ જ સુસ્પષ્ટ અને સુનિશ્ચિત અભિપ્રાય છે એમ પણ કદાચ નિઃશંકપણે કહી શકાય. આ અભિપ્રાય સૌ સ્વીકારી શકશે કે કેમ તે નથી કહી શકતો, પરંતુ જેઓ સ્વીકારી શકે તેમના ગન્તવ્ય માર્ગનો પત્તો અહીં જ લાગી જાય છે, અને જેઓ ન સ્વીકારી શકે તેમણે પણ ખૂબ શ્રદ્ધા-ભક્તિપૂર્વક એ યાદ રાખવાથી લાભ છે કે આ ઉક્તિ રવીન્દ્ર-નાથની છે—જેમની સાહિત્યિક પ્રતિભા અને instinct લગભગ અપરિમેય છે કહીએ તો ચાલે.

વાર્તા, નવલકથા અને કવિતામાં સ્વદેશના દુઃખની કથા, અનાચાર અત્યાચારની કથા કેવી રીતે લેખકની બીજી રચનાઓને ઢાંકી દે છે એ

હું પોતે પણ જાણું છું, અને બંકિમચંદ્રની સ્મૃતિ–સભામાં પણ જઈને એનો અનુભવ કરી આવ્યો છું. કેટલાંક વરસ પહેલાં કાંઠાલપાડામાં બંકિમ–સાહિત્યસભામાં એક વાર મેં હાજરી આપી હતી. ત્યાં જોયું તો તેમના શ્રાદ્ધદિન નિમિત્તે અનેક વિદ્વાનો, અનેક પંડિતો, અનેક સાહિત્યરસિકો અનેક સ્થળેથી સભામાં પધાર્યા હતા, એક પછી એક વક્તા—સૌના મુખમાં આ એક જ વાત હતી,—બંકિમ 'વંદે માતરમ્' મંત્રના ઋષિ છે, બંકિમ મુક્તિયજ્ઞના પ્રથમ પુરોહિત છે. સૌની શ્રદ્ધાંજલિ એક 'આનંદમઠ' ઉપર જ ઠલવાતી હતી. 'દેવી ચોધુરાણી' અને 'કૃષ્ણચરિત'નો ઉલ્લેખ કોઈએ જ નહોતો કર્યો એમ નહિ, પરંતુ 'વિષવૃક્ષ'નું તો કોઈએ નામ જ નહોતું દીધું. કોઈએ ભૂલથી પણ એક વાર 'કૃષ્ણકાંતના વિલ'ને યાદ નહોતું કર્યું: આ બે ચોપડીઓ જાણે પૂર્ણ ચંદ્રમાં કલંક જેવી હતી, જાણે એને લીધે સૌ મનમાં મનમાં લાજતા હતા. ત્યારપછી પ્રત્યેક સાહિત્ય સંમેલનનું આવશ્યક કર્તવ્ય કરી, એટલે કે આધુનિક સાહિત્ય–સેવકોને વગર વિચારે અને જોરથી ગળું ખેંચી ધિક્કારી કાઢી. સાહિત્ય–ગુરુ બંકિમની સ્મૃતિ–સભાનું પુણ્ય કાર્ય સમાપ્ત થયું હતું. એવું જ બધે બને છે.

પરંતુ એક વાત રવીન્દ્રનાથે કહી નથી. બંકિમના જેવી આવી મહાન સાહિત્ય–પ્રતિભા—જેઓ તે જમાનામાં પણ બંગાળી ભાષાનું નવું રૂપ અને નવું કલેવર સરજાવી શક્યા હતા, 'વિષવૃક્ષ' અને 'કૃષ્ણકાન્તનું વિલ'—બંગાળી સાહિત્યનું એ મહામૂલું ધન જેઓ બંગાળને દાન કરી શક્યા હતા, તેઓ શા સારુ પાકી ઉંમરે વાર્તા–સાહિત્યની મર્યાદાનું લંઘન કરી પાછા 'આનંદ-મઠ' 'દેવી ચોધુરાણી' 'સીતારામ' વગેરે લખવા બેઠા? એવી શી એમને જરૂર પડી હતી? કારણ કે એટલું નિઃશંકપણે કહી શકાય તેમ છે કે નિબંધો દ્વારા પણ પોતાના અભિપ્રાયોનો પ્રચાર કરવાનુ તેમને માટે મુશ્કેલ ન હોતું. આશા છે કે રવીન્દ્રનાથ કદાચ કોઈક દિવસ આ કોયડાનો ઉકેલ કરી આપશે. આજે એમનું કહેવું સંપૂર્ણપણે હું સમજ્યો નથી, પરંતુ એ દિવસે કદાચ મારી પોતાની શંકાનો ખુલાસો પણ એમાંથી મને મળી રહેશે.

કવિએ પોતાના બાલ્યજીવનની એક ઘટનાનો ઉલ્લેખ કર્યો છે—તે તેમની આંખની દૃષ્ટિ-શક્તિની ક્ષીણતા વિષે છે. એની તેમને ખબર ન હોતી. એટલે, દૂરની ચીજ જ્યારે સ્પષ્ટ દેખાતી ન હોતી, ત્યારે એ ચીજનો મનમાં કંઈ અભાવ પણ લાગતો નહોતો. એ તેમને સમજાયું આંખે ચશ્મા ચડાવ્યા પછી. અને એ પછી ચશ્માં કાઢવાનું પણ ફાવતું નહોતું. એવું જ બને છે—આ જ જગતનો સ્વાભાવિક નિયમ છે. બંગાળના શિક્ષિતવર્ગને શાથી 'વિજયવસંત'ની અંદર પોતાની રસોપલબ્ધિનું સાધન હવે જડતું નથી એનું આ કારણ છે. અને મને લાગે છે કે આધુનિક સાહિત્યની ટીકા વખતે પણ આ સત્ય યાદ રાખવાની જરૂર છે કે સાહિત્ય-રચનામાં બીજું ભલેને ગમે તે હોય, પણ શ્લીલતા, શોભનતા, ભદ્રરુચિ, અને સંસ્કારી મનની રસોપલબ્ધિને અકારણ દાંભિકતાથી પ્રેરાઈ વારંવાર આઘાત કર્યા કરવાથી બંગાળી સાહિત્યને તો ભારે નુકસાન થશે જ, પણ એના કરતાંયે ઘણું વધારે નુકસાન તો તેમને પોતાને જ થશે. આત્મહત્યાનું જ એ બીજું નામ છે.

બોલવાનું તો ઘણુંયે હોય, પરંતુ આજને દિવસે હું સાહિત્યની ટીકામાં નહિ ઊતરું.

છેલ્લી એક વિનતિ છે. ભક્તિ અને સ્નેહનું અભિનંદન મન દ્વારા ગ્રહણ કરવાનું હોય, એનો જવાબ દેવાનો ન હોય.

આપ સૌ સમક્ષ મારા સંપૂર્ણ હૃદયની કૃતજ્ઞતા વ્યક્ત કરું છું.

---

* પંચાવનમી જન્મતિથિએ પ્રેસિડન્સી કૉલેજમાં બંકિમ-શરત્ સમિતિએ આપેલા અભિનંદનનો જવાબ. [ઈ સ ૧૯૩૦]

# જતીન્દ્ર-સન્માન

સામતાબેડ, પાનિત્રાસ
જીલ્લે હાવડા

કલ્યાણીયેષુ,

ભાઈ કાલિદાસ, તારી ચીઠી મળી. મારી એક અપકીર્તિ એ છે કે હું કાગળોનો જવાબ નથી આપતો. તદ્દન જૂઠું નથી બોલી શકતો, પણ જે વિષે તેં નિમંત્રણ મોકલ્યું છે, તેનો પણ જો હું જવાબ ન આપું તો એ માત્ર અવિવેકનો દોષ ગણાશે એમ નહિ, પણ કોઈ પણ રીતે જતીનને સન્માન આપવામાં હું ભાગ લઈ શકયો નહિ, એનું મને અપાર દુઃખ થશે. ઘણાઓ નથી જાણતા કે જતીનને હું ખરેખર ચાહું છું. કેવળમાત્ર કવિ તરીકે નહિ, પણ એની અંદર એક એવું સ્નેહ-સરસ, બંધુવત્સલ, ભદ્ર મન વસેલું છે કે એના સ્પર્શથી આપણું મન પણ તૃપ્તિથી ભરાઈ આવે છે.

જતીન જાણે છે કે હું તેની કવિતાનો ખૂબ ચાહક છું. જ્યારે અને જ્યાં એ જોઉં છું ત્યાં એ ફરી ફરી વાંચું છું. સ્નિગ્ધ, કરુણ, નિર્દોષ છંદ જાણે કાનમાં કંઇ કંઈ સંભળાવે છે!

કોઈના પણ સંબંધમાં મારો અભિપ્રાય હું એકદમ પ્રગટ નથી કરતો, મને સંકોચ થાય છે. મને થાય છે કે મારા મતામતની વળી કિંમત જ

શું છે, પરંતુ જો કદી બોલવું જ પડે છે તો સાચી જ વાત કહી દઉં છું! જતીન પર મને પ્રેમ છે પરંતુ સ્નેહની અતિશયોક્તિદ્વારા તેને પણ હું ખુશ કરી શકત નહિ—સાચું ન હોત તો. જવા દો.

તમારો ઉત્સવ નાના પાયા પર છે;—નાનો જ હોય તો. પરંતુ નાનો હોવાથી તેનું મૂલ્ય નાનું થતું નથી. એ કંઈ નગારાં વગાડી લોકોનાં ટોળાં ભેગાં કરી મોટેથી બૂમરાણ મચાવી, 'જય, જતીન બાગચીનો જય,' પોકારવાની વાત નથી, આ તો તમારા નાનકડા રસચક્રનું પ્રીતિસંમેલન છે. એટલે કે, કોઇ એક ચોક્કસ દિવસે અને ચોક્કસ સ્થળે કેટલાક સાચા સાહિત્યરસિકો અને સાહિત્યસેવકો ભેગા મળી, બીજા એક સાચા સાહિત્યસેવકને માનપૂર્વક બોલાવી લાવી કહે—'કવિ, અમે તમારી સાહિત્યસાધનાથી આનંદ પામ્યા છીએ, તમારી વાણીપૂજા સાર્થક થઈ છે,—તમે સુખી થાઓ, દીર્ઘાયુ થાઓ, અમે તમને ખરા અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ,—તમે અમારાં અભિનંદન ગ્રહણ કરો.' આજ ને? ભપકો મોટો નથી એથી તમે ક્ષોભ ન પામશો.

પરંતુ, તોયે સંમેલનમાં જરા ત્રુટિ રહી ગઈ—હું આવી શકતો નથી. કારણકે હું કદાચ તમારા સૌના કરતાં ઉંમરમાં મોટો છું.

આ પ્રદેશમાં માંદગી ફાંદગી તો નથી, પરંતુ ઓચિંતો ક્યાંકથી અભાગિયો ડેન્ગુ આવી પહોંચ્યો છે. સવારથી નાનો છોકરો ને છોકરી બેયની આંખો છલછલ થાય છે, બે નોકર સિવાય બધાંયે બિછાનામાં પડ્યાં છે, મારું એક નાક બંધ છે, બીજામાં ટ્યુબઓફ્લિની લીલા શરૂ થઈ છે, રાત પડતાં પડતાં કદાચ દેહ-મન-પ્રાણ બધાં ઉત્સવમાં જોડાઈ જશે, આભાસ ઈશારાથી એવા ખબર મળી ગયા છે. નહિ તો આ ઉત્સવમાં મારા નામે તમને ગેરહાજરીનો ટેરો તાણવા દેત નહિ.

ઘણાઓ ત્યાં હાજર છો, એ તકનો લાભ લઈ એક દુઃખની ફરિયાદ કરી લઉં. કાલિદાસ, તું યે જાણે હવે નાનો થતો જાય છે. પહેલાંના દિવસોની બધી વાતો તને યાદ નહિ હોય તોપણ થોડું ઘણું તો કદાચ યાદ આવશે.

આજની પેઠે એ દિવસે આપણે આવી રીતે એકબીજાનાં છિદ્ર ખોળતા ફરતા નહોતા, એકાદ વ્યતિક્રમ કદાચ થયો હશે, પરંતુ આજની સાથે એની તુલના જ ન કરી શકાય. સાહિત્યસેવકોમાં પરસ્પર ભાવની લેવડદેવડ, અને આપલે સદાકાળ ચાલ્યા જ કરે છે અને સદાકાળ ચાલ્યા જ કરશે. પરંતુ તરુણોની અંદર આજકાલ આ શું થઈ રહ્યું છે? બીજાની નિંદા કરવાનો આ કેવો ઉગ્ર ઉત્સાહ, બીજાની ગ્લાનિ ફેલાવવાનો આ કેવો નિર્દય વ્યવસાય! એક જણ બીજાને ચોર જ સાબિત કરવા માગે છે! છાપાંમાં જેમ જોઉં છું તેમ મન લજ્જા અને દુઃખથી ભરાઈ જાય છે. ક્ષમા નથી, ધૈર્ય નથી, વેદનાનું જ્ઞાન નથી, આઘાતની નિષ્ઠુરતાનો જાણે અંત જ દેખાતો નથી. ક્યાં કોની સાથે કેટલું મળતું આવે છે, કોના લખાણમાંથી કોણે કેટલી નકલ કરી છે, એ સમાચાર રૂક્ષ કટુ અવાજે દુનિયાના દરબારમાં જાહેર કરી એ લોકો શું સાન્ત્વન અનુભવે છે એ જ મને તો સમજાતું નથી. ઘરમાં ને ઘર બહાર માત્ર એ જ વાત તેઓ જણાવવા ઇચ્છે છે કે બંગાળાના સાહિત્યકારોની વિદેશમાંથી ચોરીને આણી હોય તે સિવાય બીજી કંઈ જ મૂડી નથી.

જતીનને પૂછતાં જ ખબર પડશે કે અતિ પરિશ્રમપૂર્વક ખૂણે ખાંચરેથી શોધી કાઢવાનું આ જાસૂસી કામ તે વખતે પણ આપણા સાહિત્યજગતમાં પ્રચલિત થયું નહોતું!

ગમે તેમ હો, તમારા રસચક્રના રસિકોમાં આ વ્યાધિને કદી પણ પ્રવેશનું બારણું ન જડો એવું ઇચ્છું છું.

હું કવિ નથી, મનમાં વાત જાગી ઉઠે તોપણ તમારી પેઠે પ્રગટ કરવાની ભાષા મને જડતી નથી, ગોઠવીને બોલતાં આવડતું નથી. તેથી મારા કાગળો હમેશાં ગોટાળીઆ બની જાય છે.

તે ભલે થઇ જાય ગોટાળીઆ, તોપણ એવી જ ભાષામાં કહું છું કે તમારા રસચક્રનો જય થાઓ, તમારો આજનો ઉત્સવ સફળ થાઓ, અને જતીનને કહો કે શરત્ દાએ તમને આ પત્ર દ્વારા સ્નેહાશીર્વાદ મોકલ્યા છે.

ઇતિ પાંચમ ભાદરવો ૧૩૩૮

ઇ. સ. ૧૯૩૧ ] શરત્ દા

# ' શેષ પ્રશ્ન '

કલ્યાણીયાસુ,

હા, ' શેષ પ્રશ્ન ' વિષે જાગેલા આંદોલનનાં મોજાં મારા કાને આવી પહોંચ્યાં છે. એટલું તો ચોક્કસ છે કે જે ગોળી અતિશય તીવ્ર અને કડવી હોય છે તે દૈવવશાત્ મારાં આંખ કાનની બહાર રહી જવા પામતી નથી. કારણકે જેઓ મારા મોટા શુભેચ્છકો છે તેમની એ તરફ અતિ પ્રખર દૃષ્ટિ રહે છે. એવાં લખાણ ખૂબ કાળજીપૂર્વક ભેગાં કરી લાલ, ભૂરી, લીલી, જાંબુડી વગેરે વિવિધ રંગની પેનસિલોના લીટા કરી, ઘરનું ટપાલખર્ચ કરી ખૂબ સંભાળપૂર્વક તેમણે મને મોકલી આપ્યાં છે. અને પછી જુદો કાગળ લખી ખબર પણ પુછાવ્યા છે કે એ મળ્યાં કે નહિ ? તેમનો ઉત્સાહ, ક્રોધ અને સમવેદના હૃદયને ખૂબ અસર કરે છે.

તેં જાતે છાપાં નથી મોકલ્યાં એ ખરું, પરતુ એથી કરી તું ઓછી ગુસ્સે થઈ છે એમ પણ નથી. સમાલોચકનું ચારિત્ર્ય, રુચિ, અરે, એમના કૌટુંબિક જીવન પર પણ તેં કટાક્ષ કર્યા છે. ઘડી તેં વિચારી પણ જોયું નહિ કે કઠોર શબ્દો કહેવા એ જ સંસારમાં કઠીન કાર્ય નથી ! માણસનું અપમાન કરવાથી પોતાનાં જ માનમર્યાદા સૌથી વધારે તો ઘવાય છે. આ વાત જેઓ જીવનમાં ભૂલે છે તેઓ એક મોટી વાત ભૂલી જાય છે.

વળી એમ પણ હોઈ શકે છે કે 'પથેર દાબી' અને 'શેષ પ્રશ્ન' સાથેસાથ એ લોકોને ખૂબ જ ખરાબ લાગ્યાં હોય. દુનિયામાં બધી જ ચોપડીઓ કંઈ બધાને માટે નથી હોતી,—સૌને એ સારી જ લાગે અને સૌએ એનાં વખાણ કરે એવો તો કોઈ નિયમ બાંધેલો નથી.

તોપણ એ વાત પ્રગટ કરવાની રીત સારી અખત્યાર થઈ નથી એ હું કબુલ કરું છું. ભાષા વગર કારણે રૂઢ અને હિંસ્ર બની ગઈ છે, પરંતુ એ માટે તો લેખનની દીર્ઘ સાધના જોઈએ છે. મનની અંદર ક્ષોભ અને ઉશ્કેરાટનાં પૂરતાં કારણો હોય છતાં પણ ભદ્ર વ્યક્તિએ અસંયમી ભાષા વાપરવી શોભતી નથી, એ વાત ઘણા દિવસે ઘણું દુઃખ વેઠ્યા પછી સમજાય છે. તારા કાગળમાં એ ભૂલ તેં તેમના કરતા ઓછી નથી કરી. આથી મોટું પોતાનું અપમાન બીજું કયું છે?

તેં હમણાં જ કૉલેજ છોડી લાગે છે. તું લખે છે કે તારી સહિયરોનો પણ આવો જ મનોભાવ છે. ખરેખર એવું હોય તો દુઃખી થવા જેવું છે. આ કાગળ જો તને મળે તો એમને બતાવજે. શીલતા સ્ત્રીઓનું મોટું ભૂષણ છે, એ સંપત્તિ કાંઈ પણ માટે, કોઈ પણ વસ્તુ માટે તમને ખોવી પાલવે તેમ નથી.

જાણવું છે હું આ બધાનો જવાબ કેમ નથી આપતો તે? એનો જવાબ એ છે કે મને મન થતું નથી, કારણકે એ મારું કામ નથી—આત્મરક્ષાને બહાને પણ માણસનું અપમાન કરવાનું મારા સ્વભાવમાં નથી. જોને, લોકો કહે છે કે હું પતિતાઓનું પણ સમર્થન કરું છું. સમર્થન હું નથી કરતો, માત્ર અપમાન કરવાનું જ મને મન થતું નથી. હું કહું છું, એ લોકો પણ માણસ છે, તેમને પણ ફરિયાદ કરવાનો અધિકાર છે; અને મહાકાલના દરબારમાં એમનો ન્યાય માગવાનો હક એક દિવસ ઊભેલો જ છે. તેમ છતાં, સંસારની અંધતાને લીધે લોકો આ વાત કેમે સ્વીકારવા ઇચ્છતા નથી.

પરંતુ આ બધી મારી પોતાની વ્યક્તિગત બાબત છે. એ નહિ લંબાવું. તો પણ આ સંબંધમાં બીજી એક વાત કહેવાની જરૂર છે એમ

મને લાગે છે. તમે સૌ તે વખતે કદાચ બાળક હશો, આજે બંધ થઈ ગયેલા એક માસિકપત્રમાં, તે વખતે, રવીન્દ્રનાથ પર અને તેમના ભક્ત-શિષ્ય હોઇ મારા પર પણ દર મહિને હુમલા થતા હતા, ગાળાગાળી અને વ્યંગ મશ્કરીઓનો પાર નહોતો—એની ભાષા પણ એવી નિષ્ઠુર હતી અને મંડેલો પણ એવો ખાઇપીને! પરંતુ કવિ ચૂપ હતા. મેં ઉશ્કેરાઈ જઈ એક દિવસ ફરિયાદ કરી ત્યારે તેમણે શાન્ત સ્વરે કહ્યું: 'શું થાય! જે અસ્ત્ર લઈને એ લોકો લડાઈ કરે છે, તે અસ્ત્રને સ્પર્શ કરવાનું પણ મારાથી બને તેમ નથી.' બીજી પણ એક વખત આવી જ કોઈ એક બાબતમાં તેમણે કહ્યું હતું; 'જેની સ્તુતિ નથી કરી શકતો, તેની નિંદા કરતાં પણ મને શરમ આવે છે.'

એમની પાસેથી હું ઘણું શીખ્યો છું—પણ સૌથી વધારે આ બે વચનો શીખ્યો છું અને તે કદી ભૂલ્યો નથી. આજે જીવનનાં પચાસ વરસ વટાવી દઈ કૃતજ્ઞ ચિત્તે યાદ કરું છું કે હું છેતરાયો નથી, ઊલટું, મારી અજાણમાં, લાભના પાસામાં ઘણું જમા થયું છે. મનુષ્યોની ભક્તિ પામ્યો છું, પ્રેમ પણ પામ્યો છું. વસ્તુત: આ જ કલ્ચર છે,—નહિ તો આનો બીજો શો અર્થ છે? ભાષા પર મને જે કંઈ કાબુ છે—થોડો છે પણ ખરો—એને શું છેલ્લી અવસ્થાએ આ દુર્ગતિમાં ખેંચી જાઉં?

હવે તારા સાહિત્ય વિષેના પેલા પ્રશ્નનો જવાબ દઉં.

તેં બીતાં બીતાં પૂછ્યું છે: 'ઘણા કહે છે કે આપે 'શેષ પ્રશ્ન'માં કોઈ ચોક્કસ મત-વિચારોનો પ્રચાર કરવાનો પ્રયત્ન કર્યો છે,—એ શું સાચી વાત છે?'

સાચું કે નહિ તે હું નહિ કહું. પરંતુ 'પ્રચાર કર્યો, પ્રચાર કર્યો—ધિક્કાર! ધિક્કાર!'ની બૂમો પડવાથી જેઓ શરમથી નીચું જોઈ લે છે, અને ના ના કરી તાર સ્વરે તેનો પ્રતિવાદ કરવા લાગી જાય છે એમાંનો હું નથી. તેમ છતાં હું જ જો સામો પૂછું કે એમાં એવો મોટો અપરાધ શો થઈ ગયો છે, તો મને ખાતરી છે કે વાદી પ્રતિવાદી કોઈ એનો ચોક્કસ જવાબ

આપી શકવાના નથી. તે વખતે એક પક્ષ અબૂઝની પેઠે ગરદન વાંકી કરી માત્ર એટલું કહેશે—એ ના બને,—એ ના બને—એથી Art for Art's sake (કલાની ખાતર કલા)ની નીતિ જહાન્નમમાં જાય છે. અને બીજા પક્ષની દશા થશે આપણા હરિના જેમ.

મારી એક દૂરની સંબંધી બહેનના ચારેક વરસના છોકરાનું નામ હરિ છે;—સાક્ષાત્ શેતાન છે. મારઝૂડથી કે ધોલધપાટથી કે એક પગે ખૂણામાં ખડો કરીનેયે, કોઈ પણ ઉતાયે એની મા એને કબજામાં રાખી ન શકી, આખા ઘરનાં જ્યારે એનાથી હારી ગયાં, ત્યારે કોણે યુક્તિ શોધી કાઢી એની મને ખબર નથી, પરંતુ હરિબાબુ એકદમ ડાહ્યા બની ગયા. માત્ર એટલું જ કહેવું પડતું કે હમણાં જ શેરીના પાંચ માણસો બોલાવી એનું અપમાન કરો. અપમાનની ધારણા એની શી હશે એ કોણ જાણે, પરંતુ એ ભયથી થથરી જતો.

આ લોકોનું પણ એવું જ દેખાય છે. એક વાર બૂમ પાડી—પ્રચાર કર્યો છે, કલાની ખાતર કલા નથી થઈ! કે પત્યું! પરંતુ શો પ્રચાર કર્યો છે, કયાં પ્રચાર કર્યો છે, એમાં શું ખોટું છે, શું મહાભારત પાપ થઈ ગયું છે—એ બધા પ્રશ્નો જ નકામા! પછી કોઈએ દેવા માંડી ગાળો, કોઈ વળી હાથ જોડી ભગવાનની પ્રાર્થના કરવા લાગી ગયો—વાર્તા-લેખકો જો સુધારક બની જાય તો હે ભગવાન—વગેરે વગેરે.

એ લોકો એમ સમજતા લાગે છે કે અનુપ્રાસ એ જ દલીલ છે, અને ગાળાગાળી એ જ સમાલોચના છે. તેમને એ વાત કહેવાનો કશો અર્થ નથી કે જગતનું જે ચિરસ્મરણીય કાવ્ય કે સાહિત્ય છે, તેમાં પણ કોઈક ને કોઈક રૂપમાં આ વસ્તુ છે. રામાયણમાં છે, મહાભારતમાં છે, કાલિદાસના કાવ્યગ્રંથમાં છે, 'આનંદમઠ'માં છે, 'દેવી ચૌધુરાણી'માં છે, ઈબ્સન, મેટરલિંક અને ટોલ્સ્ટોયમાં પણ છે, હામસૂન, બોયાર અને વેલેસમાં પણ છે.

પરંતુ એથી શું? પશ્ચિમથી જે શબ્દો આયાત થયા છે—art for art's sake—એ બધા એમને જીભને ટેરવે છે! વાર્તાનું વાર્તાપણું ધૂળ,

કારણકે એથી ચિત્તરંજન ન થયું ! કોનું ચિત્તરંજન ? હું અમારું ! ગામમાં મોટું કોણ ? હું, હું, ને મારા મામા !

તેં 'ચિત્તરંજન' શબ્દ વિષે ઘણું લખ્યું છે. પરંતુ એટલું ભૂલી ગઈ છે કે એ બે શબ્દો છે. માત્ર 'રંજન' નથી, 'ચિત્ત' નામે પણ એક ચીજ છે ! એ ચીજ બદલાય છે, ચિતપુરના દફતરખાનામાં 'ગુલબંકાવલી'ને સ્થાન છે. એ પ્રદેશમાં ચિત્તરજનનો અધિકાર એની પાસે છે, પરંતુ એ અધિકારના જોરે 'બર્નાર્ડ શો' ને ગાળ દેવાનો અધિકાર એને નથી મળતો. કબુલ કરું છું કે ગોખેલું બોલી જવાનો મોહ હોય છે, એનો ઉપયોગ કરવામાં આનંદ હોય છે, પંડિતના જેવું દેખાય પણ છે, પરંતુ એની પ્રાપ્તિ કરવા માટે દુઃખ ભોગવવું પડે છે. 'અમુકને માટે અમુક,' કહેવાથી જ તમામ હકીકતનું તત્ત્વ-નિરૂપણ થઈ જતું નથી.

અનેક કારણસર 'પથેર દાબી' રવીન્દ્રનાથને ગમી નથી. એ વાત જણાવીને પણ કાગળના છેવટના ભાગમાં તેમણે લખ્યું હતું: 'આ ચોપડી નિબંધ રૂપે લખી હોત તો એનું મૂલ્ય સામાન્ય જ રહેત. પરંતુ વાર્તા દ્વારા જે કંઈ કહ્યું છે તેની અસર દેશ અને કાળ પર ખૂબ જ થશે." એટલે કવિ જો એને વાર્તાની ચોપડી માનતા હોય તો એ વાર્તાની જ ચોપડી હોવી જોઈએ. કંઈ નહિ તો, એટલું સન્માન એમને આપજો.

ઉપસંહારમાં તને એક વાત કહું છું: સમાજસુધારાની કોઈ મહત્ત્વાકાંક્ષા મને નથી. તેથી મારી ચોપડીઓમાં મનુષ્યનાં દુઃખ અને વેદનાનું વિવરણ છે, સમસ્યાઓ પણ કદાચ હશે, પરંતુ તેનું સમાધાન નથી. એ કામ બીજાનું છે, હું તો માત્ર વાર્તા-લેખક છું, એ સિવાય બીજું કંઈ જ નથી.

એક વિનંતિ છે. તું અપરિચિત છે, ઉંમરમાં કદાચ બહુ નાની હોઈશ. મેં સરળ ભાવે તારા અનેક પ્રશ્નોમાંથી એક બેના જવાબ યથાશક્તિ આપવા પ્રયત્ન કર્યો છે. તોપણ, અનિચ્છા છતાંયે, એકાદમે જગાએ જો કંઈ કઠોર શબ્દો લખાઈ ગયા હોય તો ગુસ્સે ના થતી.

---

* 'સુમંદભવન'ની શ્રીમતી........સેન ને લખેલો પત્ર. 'વીજળી' વર્ષ પાંચમું, અંક ૧૩ મો.

# રવીન્દ્રનાથ

કવિના જીવનનું સિત્તેરમું વર્ષ પૂરું થયું. વિધાતાના આ આશીર્વાદે માત્ર આપણને જ નહિ, પણ આખી માનવજાતિને ધન્ય કરી છે. સૌભાગ્યની આ સ્મૃતિને આનંદોત્સવથી મધુર અને ઉજ્જ્વળ બનાવી આપણે ભાવિ પ્રજાને માટે તે મૂકી જવા ઇચ્છીએ છીએ, અને એની સાથે સાથે આપણો પોતાનો પણ આ પરિચય તેમને આપતા જઈશું કે કવિની માત્ર કવિતા જ નહિ, તેમને પણ અમે નજરે જોયા છે, તેમની વાણી કાને સાંભળી છે, એમના આસનને ચોતરફ ઘેરી વળી બેસવાનું સદ્‌ભાગ્ય પણ અમને મળેલું છે. મને લાગે છે કે એ દિવસે આપણને ઉદ્દેશીને પણ એ લોકો નમસ્કાર પ્રગટ કરશે.

એ ઉત્સવનો એક ભાગ—આજની આ સાહિત્યસભા છે. સાહિત્યનાં સંમેલનો તો ઘણાં થશે, ઠાઠભપકામાં પણ એનું ગૌરવ ઓછું નહિ હોય, પરંતુ આજના દિવસની અસાધારણતા તેમાં નહિ હોય. આજનો દિવસ રોજ નથી આવતો, આ તો વિશિષ્ટ દિવસ છે, તેથી તેની કક્ષા સ્વતંત્ર છે.

સાહિત્યના દરબારમાં, આ પહેલાં ઘણીયે વખત સભાપતિનું કામ કરવા મને હાક પડી છે; આહ્‌વાનની ઉપેક્ષા નથી કરી શક્યો, પોતાની

અયોગ્યતા યાદ કરીને પણ, સંકોચ પામતે છતે, કર્તવ્ય બજાવી આવ્યો છું, પરંતુ આ સભામાં આજે માત્ર સંકોચ જ નહિ, શરમ પણ અનુભવું છું. મને બિલકુલ શંકા નથી કે આ ગૌરવને હું લાયક નથી, આ ભાર ઉપાડવાને હું અશકત છું. આ કંઈ મારું પ્રચલિત વિનયવાક્ય નથી, આ મારી નિષ્કપટ સત્ય હકીકત છે.

તો પણ મેં આમંત્રણનો અસ્વીકાર નથી કર્યો. કેમ નથી કર્યો તે જ માત્ર હું કહીશ.

હું જાણું છું કે તર્કવિતર્કનું આ સ્થાન નથી. સાહિત્યના સારા નરસાનો વિચાર કરવા માટે, એના જાતિ કે કૂળના નિર્ણયના પ્રશ્ન ચર્ચવા આ પરિષદ નથી બોલાવાઈ,—એનું પ્રયોજન અત્યારે નથી—આપણે તો ભેગા થયા છીએ વૃદ્ધ કવિને ભક્તિનો અર્ઘ્ય સમર્પણ કરવા માટે. તેમને સહજ સ્વાભાવિક ભાવે કહેવા માટે કે કવિ, તમે ઘણું દીધું છે, આ દીર્ઘ કાળ દરમિયાન તમારી પાસેથી અમને ઘણું મળ્યું છે. સુંદર, સબળ, અને સર્વ સિદ્ધિદાયિની એવી ભાષા તમે અમને આપી છે, તમે આપ્યાં છે ચિત્ર વિચિત્ર છંદોબદ્ધ કાવ્યો, આપ્યું છે એને અનુરૂપ સાહિત્ય, આપ્યો છે જગત સમક્ષ બંગાળી ભાષા અને ભાવસમ્પત્તિનો શ્રેષ્ઠ પરિચય, અને આપ્યું છે જે સર્વથી મહાન છે તે—અમારાં મનને તમે વિશાળ બનાવી દીધાં છે. કવિ, તારી સૃષ્ટિનો અતિ સૂક્ષ્મ વિચાર કરવાની મારી શક્તિ નથી—એ મારા ધર્મ વિરૂદ્ધ છે. જેઓ વિદ્વાન છે તેઓ યથા સમયે એની આલોચના કરશે, પરંતુ તારી પાસેથી મને પોતાને શું મળ્યું છે એ જ વાત હું નમ્રતા પૂર્વક સૌને કહીશ—એમ સમજીને મેં નિમંત્રણનો સ્વીકાર કર્યો હતો.

ભાષાની કારીગરી મારામાં નથી. એમાં જે પ્રમાણમાં વિદ્યા અને શિક્ષણની જરૂર છે તે મને મળ્યાં નથી, તેથી મનનો ભાવ પ્રચલિત સહજ ભાષામાં બોલવાની જ મને ટેવ છે—અને એમ જ બોલવાનો મેં વિચાર રાખ્યો હતો. પરંતુ ગ્રહ આવીને નડ્યા. એક તો પ્રખ્યાત આળસુ છું, તેમાં આછા વાયુ-પિત્ત કફ વગેરે આયુર્વેદોક્ત દૂતોએ એક સાથે ગુસ્સે થઈ મને

પથારીવશ કરી નાખ્યો. હાલી ચાલી શકવાનો પણ મને ભરોસો નહોતો. પરંતુ મારી દુ:ખની એક વાત એ છે કે હું હમેશાં જોતો આવ્યો છું કે મારી માંદગીની વાત કોઈજ માનતું નથી, જાણે હું માંદો ન જ પડી શકું. કલ્પનામાં મને સ્પષ્ટ દેખાવા લાગ્યું કે સૌ ડોકું ધુણાવી સ્મિત હાસ્ય કરતા કહે છે: એ નહિ આવે, અમે જાણતા જ હતા. એ વચન-બાણના ભયથી જ હું જેમ તેમ કરી અહીં આવી ઊભો છું. હવે લાગે છે કે મેં ઠીક જ કર્યું છે ન આવ્યો હોત તો જીંદગીભર એનું દુ:ખ રહી જાત. પરંતુ જે લખી લાવવાની ઇચ્છા હતી, તે લખી લાવી શકયો નથી. એક કારણ પહેલાં જ કહી ગયો છું, બીજું એના કરતાં પણ મોટું કારણ છે. મનુષ્યની અલ્પસ્વલ્પ પ્રાપ્તિની જ વાત યાદ રહે છે, તેથી લખવા બેઠો કે માલમ પડ્યું કે કવિની પાસેથી જે મળ્યું છે તેનો હિસાબ આપવાનો પ્રયત્ન કરવો વૃથા છે. એની ક્રમસર યાદી થઈ શકતી નથી.

બાળપણની વાત યાદ આવે છે. ગામડા ગામમાં માછલાં પકડવામાં, નાવડાં હાંકવામાં દિવસ પસાર થતા હતા. વૈચિત્ર્યના લોભથી કોઈ કોઇ વાર રામલીલાવાળાઓની મંડળીમાં સામેલ થઈ ગયો છું. એનો આનંદ અને આરામ જ્યારે પૂરો થઇ જાય, ત્યારે ખભે રૂમાલ નાખી ઠામઠેકાણા વગર ફાવે તેમ નીકળી પડતો—વિશ્વકવિના કાવ્યમાં 'નિરૂદ્દેશયાત્રા' લખી છે એવું નહિ, પણ એનાથી જરા જુદું. એ પણ પૂરું થઈ જાય એટલે પાછો એક દિવસ લોહીલુહાણ પગે, હાડપિંજર જેવા શરીરે ઘેર આવી ઊભો રહું. આદર સત્કારનો વારો પૂરો થઈ જાય એટલે વડીલો ફરી પાછા નિશાળમાં ભણવા મૂકી આવે. ત્યાં પણ એક વખત આદર સત્કાર પામ્યા પછી, ફરી બોધોદય પદ્યપાઠમાં મન પરોવું. વળી પાછો એક દિવસ પ્રતિજ્ઞા ભૂલી જાઉં, વળી પેલી નિરૂદ્દેશયાત્રા—વળી પાછો આવું. વળી પહેલાં જેવી જ આદર સત્કારની ધમાલ!

આવી રીતે બોધોદય, પદ્યપાઠ અને બંગાળી જીવનનો એક અધ્યાય પૂરો થયો. પછી આવ્યો શહેરમાં. એક માત્ર બોધોદય ભણ્યાની લાયકાતના

જોર પર ગુરુજનોએ છાત્રવૃત્તિ વર્ગમાં દાખલ કર્યો હતો. એમાં 'સીતાર વનવાસ,' 'ચારુપાઠ,' 'સદ્‌ભાવશતક' અને એક મસ મોટું વ્યાકરણ ભણવાનું હતું. એ માત્ર વાંચી જવાનું નહોતું, માસિક સાપ્તાહિકમાં સમાલોચના લખવાનું નહોતું, એની તો પંડિતની સામે મોઢામોઢ ઊભા રહી દરરોજ પરીક્ષા આપવાની હતી. સંકોચ સાથે હું કહી શકું છું કે સાહિત્યની સાથે મારો પ્રથમ પરિચય થયો અશ્રુપાતથી. તે પછી બહુ દુ:ખકષ્ટમાં વળી એક દિવસ એ કક્ષા પણ પૂરી થઈ. તે વખતે મને કલ્પના યે નહોતી, કે મનુષ્યને દુ:ખ દેવા સિવાય સાહિત્યનો બીજો કોઈ ઉદ્દેશ હશે.

જે કુટુંબમાં હું મોટો થયો છું, ત્યાં કાવ્ય ને નવલકથા દુર્નીતિનું બીજું નામ ગણાય છે, ત્યાં સંગીત અસ્પૃશ્ય છે. ત્યાં સૌ પાસ થવા અને વકીલ થવાનાં સ્વપ્નાં સેવે છે. એની અંદર મારા દિવસો વીતતા હતા. પરંતુ એકાએક એક દિવસ એમાં પણ પલટો આવ્યો.

મારા એક સંબંધી તે વખતે પરદેશ હતા, તેઓ ઘેર આવ્યા. તેમને સંગીત પર પ્રેમ હતો, કાવ્યમાં અનુરાગ હતો; ઘરની સ્ત્રીઓને ભેગી કરી એક દિવસ તેમણે રવીન્દ્રનાથનું 'પ્રકૃતિર પરિશોધ' વાંચી સંભળાવ્યું. કોણ કેટલું સમજ્યું તે તો નથી જાણતો, પરંતુ જેઓ વાંચતા હતા તેમની સાથે મને પણ આંખમાં આંસુ આવ્યાં. પરંતુ રખેને મારી દુર્બળતા પકડાઈ જાય, એ બીકે શરમાઈને હું એકદમ ઘરમાંથી બહાર નીકળી ગયો. પરંતુ કાવ્યની સાથે બીજી વખત પરિચય થયો અને બરાબર યાદ છે કે આ જ વખતે તેનો પહેલ પ્રથમ સાચો પરિચય પામ્યો.

આ પછી એ ઘરનો વકીલ થવાનો કઠોર નિયમ મારાથી જીરવાયો નહિ; વળી મારે મારા પુરાણા ગામડા ગામમાં પાછા આવવું પડ્યું. પરંતુ આ વખતે 'બોધોદય' નહિ, પિતાની ભાગેલી મેજમાથી 'હરિદાસની ગુપ્ત કથા' શોધીને બહાર કાઢી. બીજી મળી આવી 'ભવાની પાઠક.' ગુરુજનોનો દોષ નથી કાઢી શકતો આ કંઈ નિશાળનાં પાઠ્ય પુસ્તકો નહોતાં. એ તો રખડુ છોકરાઓનાં અપાઠ્ય પુસ્તકો હતાં. તથી એ વાંચવાની જગા

મારે કરી લેવી પડી અમારા ઘરની ગાયની કોઢમાં. ત્યાં હું વાંચતો ને દોસ્તો સાંભળતા. આજે વાંચતો નથી, લખું છું. એ કોણ વાંચે છે તેની ખબર નથી.

એકજ નિશાળમાં ઘણા દિવસ ભણવાથી વિદ્યા નથી આવતી, એવું માસ્તર સાહેબે એક વખત ઇશારાથી સમજાવી દીધું. એથી ફરી પાછું શહેરમાં આવવું પડ્યું. કહી દઉં કે આ પછી મારે સ્કૂલ બદલવાની જરૂર પડી નથી.

આ વખતે ખબર મળ્યા બંકિમચંદ્રની ગ્રંથાવલિના. નવલકથા સાહિત્યમાં એની યે આગળ કંઇક છે એવી કલ્પના યે તે વખતે નહોતી. વાંચી વાંચીને એ ચોપડીઓ મને મોઢે થઇ ગઇ. મારો કદાચ એ એક દોષ હશે. અંધ અનુકરણનો પ્રયત્ન નથી કર્યો એમ નથી. લેખનની દૃષ્ટિએ તે બિલકુલ વ્યર્થ ગયો છે, પરંતુ પ્રયત્નની દૃષ્ટિએ તેનો લાભ આજે પણ મનમાં અનુભવી શકું છું.

તે પછી આવ્યો 'બંગદર્શન'ના નવા અવતારનો જમાનો. રવીન્દ્રનાથનું 'ચોખેર વાલી' તે વખતે ક્રમશઃ પ્રગટ થતું હતું. ભાષા અને રીતિનો કોઇ નવો જ પ્રકાશ જાણે આંખે આવીને વળગ્યો. એ દિવસની એ ગભીર અને તીવ્ર આનંદની સ્મૃતિ હું કદી નહિ ભૂલું. કંઇ પણ વસ્તુ આવી રીતે કહી શકાય, બીજાની કલ્પનાની છબીમાં પોતાના મનને વાચક આવી નજરે જુએ, એ આ પૂર્વે કદી સ્વપ્નમાં પણ મેં ધાર્યું નહોતું. આટલે દિવસે એકલા સાહિત્યને જ નહિ, પણ મને પોતાને પણ જાણે હું ઓળખી શક્યો. ઘણું વાંચવાથી ઘણું મળે એ વાત સાચી નથી. આ થોડાંક પાનાં દ્વારા, તે દિવસે આવી ભારે સંપત્તિ જેણે મારા હાથમાં પહોંચાડી દીધી તેમના પ્રત્યેની મારી કૃતજ્ઞતા વ્યક્ત કરવાની ભાષા ક્યાંથી લાવું ?

એ પછી સાહિત્યની સાથેનો મારો સંબંધ તૂટી ગયો. હું ભૂલી જ ગયો કે જીવનમાં એક લીટી પણ મેં કદી લખી છે. ઘણો વખત પ્રવાસમાં પસાર થઇ ગયો,—એ દરમિયાન કવિને કેન્દ્ર બનાવી, કેવી રીતે નવીન

બંગાળી સાહિત્ય ઝડપથી સમૃદ્ધિથી ભરાઈ ગયું, એની મને કશી જ ખબર નથી. કવિની સાથે કદી પણ ઘનિષ્ઠ થવાનું યે સૌભાગ્ય સાંપડયું નથી. તેમની પાસે બેસી સાહિત્યનું શિક્ષણ ગ્રહણ કરવાનો યે સુયોગ મળ્યો નથી, હું બિલકુલ જ વિખુટો પડી ગયેલો હતો.

આ થયું બહારનું સત્ય, પરંતુ અંતરનું સત્ય એનાથી સંપૂર્ણ જુદું છે. તે વિદેશમાં મારી સાથે હતી કવિની કેટલીક ચોપડીઓ—કાવ્ય અને વાર્તા-સાહિત્ય અને મનમાં હતાં પરમ ભક્તિ અને શ્રદ્ધા. તે વખતે ફરી ફરીને એ થોડીક ચોપડીઓ જ મેં વાંચ્યા કરી છે,—કયો છંદ છે, કેટલા અક્ષર છે, આર્ટ કોને કહેવાય, તેની વ્યાખ્યા શું છે, ક્યાંયે લઘુગુરુની કંઈ ભૂલ થઈ છે કે નહિ—એ બધી બડી બડી વાતોનો કદી મેં વિચાર જ કર્યો નથી—એ બધું મારે મન બિનજરૂરી હતું. માત્ર સુદૃઢ વિશ્વાસ રૂપે મનમાં આટલું જ હતું કે આના કરતાં વધારે પૂર્ણ સર્જન બીજું હોઈ જ ન શકે. શું કાવ્યમાં કે શું વાર્તા સાહિત્યમાં, મારી આ પુંજી હતી.

એક દિવસ નહિ ધારેલી રીતે એચિંતી જ્યારે સાહિત્યસેવાની હાકલ આવી, ત્યારે મેં યૌવનનો અધિકાર પૂરો કરી પ્રૌઢતાની હદમાં પગ મૂકયો હતો. દેહ થાકેલો હતો, શ્રમ મર્યાદિત હતો—શીખવાની ઉંમર વીતી ગઈ હતી. રહેતો હતો પરદેશ, સૌથી કપાયેલો, સૌની આગળ અપરિચિત, પરંતુ આહ્વાનનો જવાબ દીધો—બીકનો ખ્યાલ જ ન આવ્યો. બીજે ક્યાંયે ન હોય, પણ સાહિત્યમાં ગુરૂવાદને હું માનું છું.

રવીન્દ્ર-સાહિત્યની વ્યાખ્યા હું કરી શકતો નથી, પરંતુ એકાન્તિક શ્રદ્ધાએ એના અંતરની ઓળખ મને આપી છે. પંડિતની તત્ત્વવિચારણામાં તેમાં ભૂલ દેખાય તો ભલે દેખાય, પરંતુ મારી આગળ તો એ જ સત્ય છે.

જાણું છું કે રવીન્દ્ર-સાહિત્યની આલોચનામાં આ બધું વિષયાન્તર છે, કદાચ અર્થહીન છે, પરંતુ પહેલું જ મેં કહી દીધું છે કે આલોચના કરવા હું આવ્યો નથી, સહસ્ત્ર ધારા રૂપ વહી રહેલા એના સૌન્દર્ય અને માધુર્યનું વિવરણ કરવું પણ મારી શકિત બહારની વાત છે, હું તો આવ્યો

હતો માત્ર મારી પોતાની કેટલીક વાતો આ જયંતી-ઉત્સવ સભામાં નિવેદન કરવા માટે.

કાવ્ય, સાહિત્ય અને કવિ રવીન્દ્રનાથને મેં જે ભાવે પ્રાપ્ત કર્યા છે તે કહી ગયો. મનુષ્ય રવીન્દ્રનાથના સંબંધમાં હું બહુ નથી આવ્યો. કવિની પાસે એક દિવસ હું ગયો હતો બંગાળી સાહિત્યમાં સમાલોચનાનો પ્રવાહ પ્રવર્તિત કરવાની વાત લઈને. ઘણાં કારણસર કવિ એનો સ્વીકાર ન કરી શક્યા—એમાંનું એક કારણ એમણે એ આપ્યું હતું કે જેની પ્રશંસા તેઓ કરી શકતા નથી, તેની નિંદા કરવાની પણ તેમનામાં શક્તિ નથી. વળી એ પણ કહ્યું હતું કે તમે કોઈ જો આ કામ કરો, તો કદી ન ભૂલજો કે અશક્તિ અને અપરાધ એક વસ્તુ નથી. મને થાય છે કે સાહિત્ય-સમીક્ષા વખતે આ સત્ય જો સૌ યાદ રાખતા હોત તો!

પરંતુ, આ સભાનો મેં ઘણો સમય બગાડ્યો છે, હવે નહિ બગાડું. અયોગ્ય વ્યક્તિને સભાપતિ બનાવવાની આ સજા છે. એ તમારે સહેવી જ પડશે. એ ગમે તેમ હો, પણ રવીન્દ્ર જયંતી-નિમિત્તે આ આદર અને સન્માન મારી આશાથી પર છે. તેથી કૃતજ્ઞભાવે આપ સૌને પ્રણામ કરું છું

---

* ૧૩૩૮ની સાલમાં 'રવીન્દ્ર જયંતી' નિમિત્તે વાંચેલું ભાષણ. [ઈ. સ. ૧૯૩૧]

# ભાવિ બંગ–સાહિત્ય

હું વક્તા નથી. મને કંઈજ બોલતાં આવડતું નથી. ઘરમાં બેઠા બેઠા કાગળ કલમ લઈ લખવું એ એક વાત છે, અને બહાર ખડા થઈ બોલવું એ બીજી વાત છે. તમે સૌ મારાં પુસ્તકો વાંચી પ્રશંસા કરો છો, પરંતુ કેટલાક દિવસથી લખવાનું મેં એક રીતે છોડી દીધું છે કહું તો ખોટું નથી. સાહિત્યસેવાને જ હું જીવનની સૌથી મોટી સાર્થકતા માની શકતો નથી. મારી પોતાની વાત જવા દઉં તો પણ, આખા દેશના સાહિત્યમાં કેટલું અસત્ય અને કેટલી પંગુતા આવી ભરાયાં છે! સમાજની સાથે હળી-મળીને, એક થઈ, તેની અંદરની વાસનાઓ અને કામનાઓની ઝાંખી કરાવવી એનું જ નામ સાહિત્ય. ભાવમાં, કાર્યમાં, વિચારમાં સ્વાતંત્ર્ય આણવું એ જ તો સાહિત્યનું કર્તવ્ય છે. સાહિત્ય જો ખરેખર સ્વાતંત્ર્યનું સાધન હોય, તો આપણું સાહિત્ય પૂરેપૂરું પંગુ જ છે. આપણા સાહિત્યમાં નવી ચીજ આપવાની શક્તિ નથી.

યુરોપનો દાખલો લો. એ લોકોને ચર્ચ (દેવળ) છે, લશ્કર છે, નૌકાદળ છે, એ લોકોમાં છૂટથી હળવા મળવાનું છે, આનંદ છે. આપણે આ તરફ જવાય એવું નથી; એ તરફ પણ જવાય એવું નથી, એકે તરફ

જો જરા સરખી યે હાલચાલ થઈ તો પૂરો ગોટાળો જ સમજી લ્યો ! એટલે જો કોઈ કંઈ થોડું ઘણું પણ કરી શકે છે તો તે આપણા સનાતન વિચિત્રતાહીન સંસાર અને સમાજનું વસ્તુ લઈ અતેડાં કરે છે.

સાહિત્યમાં સ્વતંત્રતા એટલે અરાજકતા, anarchy નહિ. અહીં રાજકારણની ચર્ચા કરી કોઇને બીવરાવવાની મારી ઇચ્છા નથી, પરંતુ જોઉં છું તો વાત બધી આવરીછાવરીને અને બીતા બીતા થાય છે. સીડિશન (sedition–રાજદ્રોહ) ન થઈ જાય એ રીતે અહીં સ્વાતંત્ર્યની વાત કરવાની હોય છે. તેથી મને લાગે છે કે મહાન સાહિત્યકાર આપણા દેશમાં હવે કોઈ જન્મવાનો નથી.

રાજકારણમાં, ધર્મમાં, સામાજિક આચાર વ્યવહારમાં જે દિવસે આપણા હાથપગ બંધાયેલા નહિ હોય, જે દિવસે આનંદના આવેગથી લખી શકાશે, તે દિવસે ફરી સાહિત્ય–સૃષ્ટિનો દિવસ પાછો આવશે.

---

૧૩૩૦ ના જેઠ માસમાં બારિસાલ બંગીય સાહિત્ય પરિષદ શાખાના અભિનંદનના પ્રત્યુત્તરમાં આપેલા વ્યાખ્યાનનો સારાંશ. [ઈ. સ. ૧૯૨૩]

# મારી વાત

હુબળી જિલ્લા મહાસભા સમિતિનો હું પ્રમુખ હતો. મેં અને જેઓ મારા સહકાર્યકર્તાઓ હતા તેમણે સૌએ જ પોતાની જગાનું રાજીનામું આપ્યું છે. એ હકીકત જણાવવા માટે જ આજની સભા બોલાવેલી છે. બાકી દબદબાપૂર્વક ભાષણ સંભળાવવા માટે આપને અહીં આવવાની તસ્દી આપી નથી.

ભારત વર્ષની હિંદી મહાસભાની આ નાનકડી શાખાના કામકાજનો ભાર જે મારા પર નખાયેલો હતો તેમાંથી છૂટા થતી વખતે આપ સૌની આગળ ખુલ્લે દિલે તેનું કારણ જાહેર કરવા માટે આ સભા બોલાવેલી છે.

એમ પણ વાતો થાય છે કે અમે ગુપચુપ નીકળી જઈએ એટલે બસ. આ શરમાવનારી ઘટના આમ ધામધૂમ કરી જાહેર કરવાની શી જરૂર હતી? પણ મને લાગે છે કે જરૂર હતી. મને થાય છે કે મૂંગામૂંગા ગૂપચૂપ ખસી જવાથી શરમાવું ન પડત એ વાત ભલે સાચી લાગતી હોય, બાકી સાચેસાચ તો એથી અમારે ચારગણું શરમાવું પડત.

હવે પછી આ જિલ્લામાં મહાસભા સમિતિ રહેશે કે નહિ રહે એની મને ખબર નથી. રહે પણ ખરી, અને ન રહે તોપણ નવાઈ નહિ. પરંતુ એ ગમે તે બને, પરંતુ જે અંદરથી સડી ગયેલું છે તેને બહારથી સાજું દેખાડવાનું પાપ કરવાની મારી ઇચ્છા નથી. એ કદાચ policy (નીતિ) હોઈ શકે, પરંતુ તે સારી policy છે એમ હું કેમે કલ્પી શકતો નથી.

હું પ્રવૃત્તિપ્રિય નથી; એ મહા કાર્યને યોગ્ય હું હતો નહિ. અશક્તિનો ક્ષોભ મારા મનમાં છે જ, પરંતુ જે ભાર એક દિવસ માથે લીધો હતો, તેને આજે વગર કારણે કે માત્ર સ્વાર્થની ખાતર છોડી જતો રહું છું એવું કલંક પણ જતી વખતે કોઈ મારા પર ચડાવે તેવું નથી. મારી એ જ વાત આજે આપ સૌએ જરા ધીરજ રાખી સાંભળવાની છે.

મારા મનમાં કદાચ કયાંક ક્યાંક રૂઢ શબ્દો રહી જવા પામ્યા હોય એમ બને, કદાચ મારી ફરિયાદમાં અપ્રિય સુર પણ આપને લાગે, પરંતુ અમારી હાલની સ્થિતિ જોતાં જેને અમે સત્ય સમજ્યા છીએ કે માન્યું છે, તે આપ સૌની આગળ નિવેદન કર્યા વગર આજે અમારાથી છૂટા થવાય જ નહિ. કારણ કે, સત્ય છુપાવવું તે આત્મવંચના કરવા બરાબર છે.

એક ભય છે કે વિરોધીઓ ઉપહાસ કરશે, મજાક કરશે. પરંતુ પોતાનાં કર્મનાં ફળરૂપે જો મેં એ જ મેળવ્યું હોય તો, મારા વગર બીજું કોણ એ ભોગવશે? અને એવું જો નહિ હોય, જો મજાકનું કારણ મેં ખરેખર નહિ જ આપ્યું હોય તો પછી બીક શાની છે? યથાર્થ સન્માનને પાત્ર એવી ચીજની જે મૂઢ મજાક કરે છે, તેણે જ શરમાવાનું તો હોય. એટલે, એવી બધી ખોટી ચિંતા હું કરતો નથી. મારી એક માત્ર ચિંતા બધી હકીકત નિષ્કપટભાવે તમારી આગળ નિવેદન કરવાની છે. કારણ કે, પ્રતિકારની ઇચ્છા અને શક્તિ તમારા જ હાથમાં છે. આ છેલ્લી ઘડીએ પણ જો એને મૃત્યુના હાથમાંથી બચાવવા ઇચ્છતા હો તો માત્ર તમે જ તેમ કરી શકો છો.

પંજાબના અત્યાચારો સંબંધી દોઢેક વરસ પહેલાં એક દિવસ જ્યારે આખા દેશમાં જોરથી ચળવળ ચાલુ થઈ ગઈ હતી, ત્યારે આપણે ગગન ભેદી ચિત્કાર કરી સ્વરાજ માગતા હતા. મહાત્માજીનો જય જયકાર ગળું ફાડી દિગ્દિગંતમાં ફેલાવી ગર્જના કરતા હતા કે સ્વરાજ જોઈએ જ જોઈએ. સ્વતંત્રતા માણસનો જન્મસિદ્ધ હક છે, અને સ્વરાજ વગર કોઈ પણ અન્યાયનો કદી પણ પ્રતિકાર થઈ શકવાનો નથી.

હકીકત મૂળથી સાચી છે એ વાતની કોઈથીયે ના પાડી શકાય તેમ નથી. સાચેસાચ, સ્વતંત્રતા માણસનો જન્મસિદ્ધ અધિકાર છે, ભારતવર્ષના શાસનનો ભાર ભારતવાસીઓના જ હાથમાં હોવો જોઈએ અને આ અધિકારમાંથી જે કોઈ એમને વંચિત કરી રાખે તે અન્યાય કરે છે. આ બધી જ વાત સાચી છે. પરંતુ, એ ઉપરાંત બીજી પણ એક હકીકત છે—એ પણ કબુલ્યા વગર છૂટકો નથી. એ છે આપણું કર્તવ્ય.

Right અને Duty (અધિકાર અને કર્તવ્ય) આ બે એકબીજાના પૂરક શબ્દો તમામ કાયદાના બીજ રૂપે છે. તમામ દેશની તમામ સામાજિક નીતિરીતિમાં આમાંના એકને છોડી બીજું એક પળ પણ ટકી શકતું નથી એ એક અવિસંવાદી સત્ય છે. ત્યારે શું આપણા જ દેશમાં આ વિશ્વનિયમમાં અપવાદ થશે ? સ્વરાજ કે સ્વતંત્રતા જો આપણો જન્મસિદ્ધ અધિકાર હોય, તો બરાબર એવડા જ મોટા કર્તવ્યની જવાબદારી પણ લઈને જ આપણે માતાના ગર્ભમાંથી પૃથ્વી પર અવતર્યા છીએ. એકમાંથી છટકીને આપણે બીજું પ્રાપ્ત કરી શકીશું એમ ધારવું એના જેવો અન્યાય, એના જેવો અસંગત અધિકાર, એના જેવી મૂર્ખાઈ બીજી કઈ હશે ? નસીબજોગે ફક્ત ભારતવાસી થઈને જન્મ્યા છીએ એટલા જ પરથી ભારતની સ્વતંત્રતાના અધિકાર પર બૂમો પાડીને દાવો કરવો એ કોઈ રીતે સત્ય ન હોઈ શકે ! અને આ અરજ અંગ્રેજો જ શા માટે, ખુદ વિધાતા પણ મંજૂર ન કરી શકે.

આ સત્ય, આ સનાતન વિધિ, આ ચિરનિયંત્રિત વ્યવસ્થા હૃદયપૂર્વક હૃદયંગમ કરવાનો દિવસ આજે આપણો આવી પહોંચ્યો છે. એને છેતરીને,

સ્વતંત્રતાનો હક આપણે તો શું, પણ પૃથ્વી પર કોઇએ યે કદી મેળવ્યો નથી, કોઇને યે મળતો નથી, અને મને વિશ્વાસ છે કે કદી પણ કોઈ મેળવી શકતું નથી. કર્તવ્યહીન અધિકાર પણ અનધિકારની બરાબર છે. કામ નહિ કરું, કિંમત નહિ આપું, છતાં માલ લઇશ, એવી અદ્‌ભુત પદ્ધતિ જ જો આપણે અખત્યાર કરવાના હોઈએ તો હું ખાતરી પૂર્વક કહું છું કે એક માત્ર ટોળાં ભેગાં કરી, ઘાંટો પાડી જોરશોરથી વંદે માતરમ્ અને મહાત્માજીનો જયજયકાર કરવાથી, ગળું ફાટી આપાણું લોહી બહાર નીકળશે, પણ પરાધીનતાની ગંજાવર શિલા એનાથી સોયની અણી જેટલી પણ ખસવાની નથી.

કંઇક અવિનયનો આરોપ માથે વહોરી લઈને પણ કહેવું પડે છે કે ઘરડો થયો તોયે હમેશની ટેવને લીધે મારી નજર આજે પણ તદ્દન ઝાંખી થઈ ગઈ નથી. જ્યાં નજર કરું છું, (વધારે નહિ તો આ હાવડા જિલ્લામાં જે કંઈ જોયું છે) ત્યાં બધેય આ ભીખ માગવાનું, આ કિંમત આપ્યા વગર માલ લેવાનું, આ છેતરવાનું જ દેખાય છે. માણસનાં કાજકર્મ, લૌકિક વ્યવહાર, આમોદપ્રમોદ, એ બધાં સુખસગવડમાં ક્યાં યે પણ જરા સરખી ઊણપ ન આવે, પાનમાંથી એક બિંદુ ચૂનો પણ ઓછો ન થઈ જાય એ જોવાનું, ને ત્યાર પછી સ્વરાજ કહો સ્વતંત્રતા કહો, ચરખો કહો, ખાદી કહો, અંગ્રેજને હિંદી મહાસાગરની પેલે પાર મોકલી દેવા સુધીનું ગમે તે કહો, ગમે તે થાઓ, અમને કંઈ જ વાંધો નથી. વાંધો તમને તો નહિ હોય, પણ અંગ્રેજોને છે. સોમાં પંચાણું માણસોની આ હાસ્યાસ્પદ માગણીને એ જો હસીને ઉડાવી દઈ કહે કે ભારતવાસીને સ્વરાજ જોઇતું નથી;—તો શું એ બહુ ખોટું બોલે છે એમ કહેશો? જે અંગ્રેજે આખી દુનિયામાં સામ્રાજ્ય સ્થાપ્યું છે, દેશને માટે પ્રાણનું બલિદાન દેતાં જે પળવાર પણ ખચકાતો નથી, તેને સ્વતંત્રતાના સ્વરૂપની ખબર છે, અને પરાધીનતાની લોઢાની બેડી વધારે મજબુત બનાવવાની કુશળતા એના જેટલી બીજા કોઇમાં નથી,—એને શું તમે માત્ર પટાવીને, બનાવીને, ડોળા કાઢીને, બોલેલી કે લખેલી ગાળો દઇને, એની ભૂલોચૂકોનાં અનેકાનેક પ્રમાણ ચોપડીઓમાં ભેગાં કરીને,

અને શરમાવીને જ શું આવી ભારે ચીજ મેળવી શકાશે એમ માનો છો? આ પ્રશ્ન તો તમામ તર્કને વટાવી જઈ સિદ્ધ થઈ ગયો છે, આ શરમજનક વાક્યના ઉપયોગથી માત્ર શરમ જ વધી પડશે, બાકી સિદ્ધિલાભ ભાગ્યે જ થાય.

આત્મવંચના પણ ઘણી કરી છે, હવે બહુ થયું. જડની પેઠે નિશ્ચલ બની જન્મસિદ્ધ અધિકારનો દાવો જાહેર કરવા માટે પણ જેમ મારો અવાજ નીકળતો નથી, તેમ પારકા મુખથી તત્ત્વજ્ઞાન સાંભળવાની ધીરજ પણ હવે મારામાં રહી નથી. હું ખાતરી પૂર્વક જાણું છું કે સ્વતંત્રતાનો જન્મસિદ્ધ અધિકાર જો કોઇનેયે હોય તો તે મનુષ્યત્વને છે, માણસને નથી. અંધારામાં પ્રકાશનો જન્મસિદ્ધ અધિકાર માત્ર દીવાની જ્યોતને છે, દીવાને નથી; હોલવાયેલા દીવાનો એ અધિકાર છે કહી લડવા જવું એ માત્ર નિરર્થક જ નહિ, પણ અપરાધ છે;—તમામ હક અધિકારની વાત કરતા પહેલાં આ શબ્દો જો ભૂલી જાઓ તો એકલા અંગ્રેજો જ નહિ, આખી દુનિયા ખુશ થશે.

મહાત્માજી આજે જેલમાં છે. તેમના કારાવાસના પ્રથમ દિવસે મારામારી કાપાકાપી ન મચી ગઈ, આખો દેશ સ્તબ્ધ બની રહ્યો. દેશના લોકો છાતી કાઢી બોલ્યાઃ 'મહાત્માજીના શિક્ષણનું જ આ ફળ છે,' એંગ્લો ઇંડિયન છાપાંઓએ હસીને જવાબ દીધોઃ 'કોઈને કંઈ જ પડી નથી.' પરંતુ આ વિવાદમાં કોઈ પણ પક્ષને જવાબ દેવાનું મને મન થતું નથી મને થાય છે કે એમ જ હોય તો એમાં દેશના લોકોએ અભિમાનથી ફુલાવા જેવું શું છે? organised violence (વ્યવસ્થિત હિંસા) કરવાની આપણી શક્તિ નથી, મન નથી, તક પણ નથી. અને ઓચિંતી હિંસા? એ તો માત્ર કોઇ અકસ્માતનું જ ફળ છે. આ અત્યારે આપણે આટલા ગૃહસ્થો ભેગા થયા છીએ, એમાં તોફાન કરવાનો આપણામાંથી કોઇનોયે ધંધો નથી, ઇચ્છા પણ નથી, તેમ છતાં એવું પણ આપણે ખાતરી પૂર્વક વચન આપી શકતા નથી કે અહીંથી ઘેર જતાં રસ્તામાં જ ઓચિંતાનું ક્યાંક કંઈ જામી નહિ પડે! એમાંથી પછી કંઈ ભારે ઝઘડો પણ જામી જાય તો અસંભવિત ન કહેવાય. નથી જામી પડ્યો એ બહુ સારી વાત છે, અને હું પણ એ હકી-

કૃતની અવગણના નથી કરતો, પરંતુ એને વિષે છાતી ફુલાવતા ફરવાનુંયે કંઈ કારણ નથી. એને જ મહા કર્તવ્ય સમજી મનમાં સંતોષ પામવાનો પ્રયત્ન કરવો એનું નામ આત્મવંચના. અને 'કંઈ પડી નથી' (indifference) એ શબ્દોથી જો કોઈ એવો ઈશારો કરવા માગતું હોય કે મહાત્માજીના કારાવાસથી દેશવાસીઓને ગભીર વ્યથા થઈ નથી, તો એનાથી મોટું જુઠાણું જગતમાં બીજું કોઈ જ હોવું સંભવિત નથી. આપણાં હૃદયને મર્માન્તિક વ્યથા થઈ જ છે, પરંતુ એ વ્યથાને મૂંગામૂંગા સહન કરી લેવાનો જ આપણો સ્વભાવ છે; પ્રતિકારની કલ્પના પણ આપણાં મનમાં આવતી નથી.

કોઈ પરમ સ્નેહીનું અવસાન થાય છે ત્યારે શોકાર્ત મન જેમ નિરૂપાય બની રહ્યા કરે છે, અને છતાં, જે અવશ્યંભાવી છે તેની સામે હાથ હેઠા પડે છે કહી મનને પટાવી, ફરી પાછું ખાવું પીવું, આમોદ વિનોદ, હાસ્ય તમાસા, કામકાજ બધું જ પૂર્વ વત્ જેમ ચાલતું હતું તેમ ચાલવા માંડે છે; ઘણું ખરું તેના જેવો જ, મહાત્માજીના સંબંધમાં પણ આપણા દેશના લોકોનો મનોભાવ છે. તેમનો જુસ્સો જઈ પડ્યો જજ સાહેબની ઉપર! કોઈએ કહ્યું: એનાં પ્રશંસા વાક્યો માત્ર દંભ છે. કોઈએ કહ્યું: એણે બે જ વરસની સજા કરવી જોઈતી હતી. કોઈએ કહ્યું: બહુ બહુ તો ત્રણ વરસ. કોઈએ કહ્યું: ના, ચાર વરસ. પરંતુ છ વરસની સજા થઈ તો હવે થાય શું? હવે સરકાર જો દયા કરી કંઈક વહેલા છોડી દે તો જ બને. પરંતુ આવું સમજીને તો તેઓ જેલમાં નથી ગયા. તેમના મનને પૂર્ણ શ્રદ્ધા હતી કે ભલે સજા થતી છ વરસની, દશ વરસની કેમ નથી થતી?—પણ એમને છોડવવાનું તો દેશના લોકોના જ હાથમાં છે. જે ઘડી તેમણે નક્કી કર્યું તે વખતે એક દિવસ પણ વધારે કોઈ તેમને જેલમાં પૂરી રાખી શકવાનું નથી—સરકાર ભલેને ગમે એવડી જોરાવર હોય! પરંતુ એ શ્રદ્ધા એમની એકલાની જ હતી, લોકોની એવી શ્રદ્ધા રાખવાની હિંમત ચાલી નહિ. લોકોનાં તો અર્થોપાર્જનથી માંડી આહારનિદ્રા વગેરે બિલકુલ ભંગ વગર ચાલવા લાગ્યાં, તેમના ક્ષુદ્ર સ્વાર્થમાં ક્યાંયે જરા જેટલુંયે વિઘ્ન આવ્યું નહિ, માત્ર મહાત્માજી

અને તેમના પચીસ હજાર કાર્યકર્તાઓ દેશની સેવામાં દેશની જ જેલમાં સડવા લાગ્યા. પ્રતિકાર તો શું કરે, પણ આવી ભયંકર પામરતાથી શરમાવાની પણ શક્તિ સુદ્ધાં એમનામાંથી ઓસરી ગઈ છે.

પણ સૌ છે બુદ્ધિશાળી, બુદ્ધિનો ઉપયોગ કરી બહાનું ખોળી કાઢયું કે અહિંસા કંઈ સંભવિત છે? અસહકાર તે થતો હશે? ગાંધીજીની ચળવળ તે કંઈ વહેવારૂ છે? એથી જ તો અમે......

પરંતુ એમને કોણુ સમજાવે કે કોઈ જ ચળવળની કશી કિંમત નથી, જે ચળવળ કરે છે એ માણુસ જ સર્વ કાંઈ છે. જે માણુસ છે તેની આગળ સહકાર, અસહકાર, હિંસા, અહિંસા બધું સરખું છે, બધું જ સરખું ફળપ્રદ છે.

અસહકાર એ ભીખ માગવાની વાત નથી, એ તો એક કાર્ય છે, એટલે અસહકારનો માર્ગ આ દેશમાં નહિ ચાલે,—એ મુક્તિનો માર્ગ નથી એમ કહેવું કદાપિ સત્ય નથી. કંઈ નહિ તો હજી પણુ કેટલાક લોકો એવા છે,—ભલે સંખ્યામાં તેઓ ઘણા ઓછા હોય,—જેઓ સંપૂર્ણ હૃદયપૂર્વક અસહકારમાં આજે પણ શ્રદ્ધા ધરાવે છે. તેઓ કોણુ છે જાણો છો? એક દિવસે જેઓએ મહાત્માજીનું વ્યાકુળ આહ્વાન સાંભળી સ્વદેશની સેવામાં જીવન સમર્પણ કરી દીધું હતું, જે વકીલોએ પોતાની વકીલાત છોડી હતી, જે શિક્ષકોએ ભણાવવાનું છોડયું હતું, જે વિદ્યાર્થીઓએ ભણવાનું છોડયું હતું, અને ચોતરફથી એમને ઘેરી ઊભા રહ્યા હતા, જેમનો મોટો ભાગ આજે જેલમાં છે,—તેમનામાંના જ આ લોકો છે.

દેશના કલ્યાણને માટે, પોતાના કલ્યાણને માટે, મારા કલ્યાણને માટે, તમામ સ્ત્રી પુરુષોના કલ્યાણને માટે જેઓ પોતપોતાના વ્યક્તિગત સ્વાર્થને તીલાંજલિ દઈ દોડી આવ્યા હતા, તેમની આજે દેશના જ લોકોએ શી દશા કરી છે જાણો છો? આજે તેઓ સન્માનહીન છે, પ્રતિષ્ઠાહીન છે, લાંછિત છે, પીડિત છે, ભિખારી છે. જીર્ણ મલીન તેમનો વાસ છે, તેઓ

ઘરબાર વગરના છે, તેઓ મૂઠી ભીખ માગી પૂરું કરે છે, નજીવા તેલમીઠા
પૈસા માટે સ્ટેશન પર ઊભા રહીને તેમને ભીખ માગવી પડે છે.

તેમ છતાં તેઓ સ્વેચ્છાએ બધું છોડીને આવ્યા છે! તેમની
થોડી જરૂરિયાતો છે તે આખા દેશના હિસાબે કેટલી નજીવી છે! પ
એટલી યે તેઓ સન્માન સાચવીને મેળવી શકતા નથી. તેમ છતાં આ
પણ એ જ લોકો હૃદયમાં સ્વરાજનું આસન અને દેશવિદેશમાં સમસ્ત ભાર
વર્ષની શ્રદ્ધા અને સન્માનની પતકા ઉપાડી ફરે છે. આશાનો દીવો,-
ભલેને એ ગમે તેટલો ક્ષીણ હોય, તો પણ આજે યે એ એમના જ હાથ
છે. એમનાં દુઃખની કથા છાપાંઓનાં પાને પાને દેખાય છે—પણ એ
માત્ર કંઈક અંશ—બાકી લોકોને હાથે તેમને કેટલાં અવ્યક્ત લાંછના અ
અપમાન સહેવાં પડે છે! મહાત્માજીની ચળવળ રહે કે જાય, પણ
બધાઓને અપમાનિત કરનાર, દીન હીન અને વ્યર્થ બનાવી દેનાર મહાપાપ
પ્રાયશ્ચિત દેશના લોકોએ એક દિવસ ભોગવવું જ પડવાનું છે—જો ન્યા
ધર્મ અને સત્ય નીતિરીતિ ક્યાંયે પણ હશે તો!

હાવડા જિલ્લા તરફથી આજે જો હું ખુલ્લેખુલ્લું કહી દઉં કે
જિલ્લાના લોકોને સ્વરાજ નથી જોઈતું, તો એનો તીવ્ર વિરોધ થશે. 
છાપામાં મારે પાર વગરની ગાળો અને કડવાં વચનો સાંભળવાં પડશે. પ
તેમ છતાં યે એ શબ્દો સાચા છે. કંઈ જ હું કરવાનો નથી, જરાક પ
અગવડ, જરાક પણ નુકસાન હું વેઠવા તૈયાર નથી, કશી મદદ—કંઈ
આપવાનો નથી,—મારી પાકી બાંધેલી જીવનયાત્રામાંથી એક તસુ પણ
ખસી શકું તેમ નથી, મારે રૂપિયા પર રૂપિયા, ઘર પર ઘર, ગાડી
ગાડી, બીજા માળ પર ત્રીજો માળ, અને તેના ઉપર ચોથો માળ કશ
વિઘ્ન વગર થવો જોઈએ—માત્ર આ થોડાક બુદ્ધિહીન કંગાળ લોકો ખા
પીધા વગર, ઉઘાડે ડિલે ને ઉઘાડે પગે જો ટાંટિયા તોડી સ્વરાજ લા
દેતા હોય તો કંઈ ખોટું નથી, તે વખતે ધીરેથી, નિરાંતેથી, આંખો મીં
પરમ આનંદપૂર્વક રસગુલ્લાંની પેઠે તે ખાઈ લેવાશે.

પરંતુ આવું ક્યાંયે કદી યે બનતું નથી. મૂળ વાત તો એ છે કે સ્વરાજ કદી પણ હોઈ શકે એવું એ લોકો માની જ શકતા નથી. એને માટે પછી પ્રયત્ન શો કરવાનો! શાળથી શું થવાનું છે, ને ચરખાથી શું થવાનું છે, ને દેશાભિમાનની વાતોથી યે શું વળવાનું છે? હોલવાયેલા દીવાની જ્યોતની પેઠે મનુષ્યત્વ ધોવાઈ સાફ થઈ ગયું છે, એક માત્ર હાથ લાંબો કરી ભીખ માગવા સિવાય બીજું કંઈજ કરવા જેવું નથી!

એક દાખલો આપું:

એક વખત નારીકર્મ-મદિરમાંથી કોઈ બે બહેનો અને શ્રીયુત પ્રફુલ્લચંદ્ર રાય મહાશયની સાથે ધોધમાર વરસાદમાં જ હું ગામડાંમાં નીકળી પડયો હતો. ધાર્યું હતું કે ઋષિતુલ્ય અને સર્વદેશપૂજ્ય વ્યક્તિને સાથે લેવાથી આ ફેરો અમારો સફળ થશે. થયો પણ ખરો. વંદે માતરમ્ અને મહાત્માજી તથા તેમના પોતાના પ્રબળ જયજયકારનો જરાયે અભાવ જણાયો નહિ, અને એ દુબળા માણસને સ્થાનિક રાયબહાદુરની ભાંગેલી પાલખીમાં જોર કરી બેસાડવાનો પણ ખરા દિલનો અને જોરદાર પ્રયત્ન પણ થયો હતો.

પરંતુ એ પછીનો ઇતિહાસ ટૂંકમાં આવો છે—અમારું જતા આવતાનું ખર્ચ થયું રૂપિયા પચાસ. વરસાદમાં ને તોફાનમાં અમારી ખબર રાખતા ફરવામાં પોલિસને પણ ખર્ચ થઈ ગયું કદાચ અમારા જેટલું જ. ધધારોજગારમાં આગળ ધપતું સ્થળ હતું, વકીલો મુખત્યારો અનેઅનેક ધનિકોનો ત્યાં વાસ હતો, એટલે સ્થાનિક વણાટ અને ખાદી કામ માટે ફાળો થયો કુલ ત્રણ રૂપિયા પાંચ આના. ત્યારપછી આચાર્ય દેવે મહા પરિશ્રમ પૂર્વક શોધ કરી કે બે વકીલો વિલાયતી કાપડ ખરીદતા નથી, અને એક જણે તેમની વકતૃતાથી મુગ્ધ બની તરત જ પ્રતિજ્ઞા કરી લીધી હતી કે ભવિષ્યમાં પોતે વિલાયતી કાપડ નહિ ખરીદે. પાછા ફરતી વખતે પ્રફુલ્લચંદ્રે પ્રફુલ્લ થઈ ને મારા કાનમાં કહ્યું, ‘ખરેખર આ પ્રદેશ પ્રગતિશીલ છે! જરા વધારે પીછો પકડો, તમે જ civil disobedience (સવિનય કાનુન ભંગ) જાહેર કરી શકશો.’

**અને લોકો?**

**તેઓ તો હમેશાં ભદ્રલોકોનું જ અનુકરણ કરે છે.**

આ ચિત્ર દુઃખદ ચિત્ર છે, વેદનાનો ઇતિહાસ છે, અંધકારની છબી છે. પરંતુ આ જ શું છેલ્લો શબ્દ છે? આ જ દશા શું આ જીલ્લાના લોકો મૂંગા મૂંગા સ્વીકારી લેશે? કોઇનો પણ કોઈ શબ્દ, કોઈ ત્યાગ, કોઇ કર્તવ્ય શું જોવા નહિ જડે? જેમણે દેશની સેવામાં જીવન સમર્પણ કર્યું છે, જેઓ કોઈ પણ પ્રતિકુલ અવસ્થાથી યે દબી જવા નથી ઇચ્છતા, જેમણે સરકારની આગળ પણ હાર કબૂલ કરી નથી તેઓ શું છેવટે દેશના જ લોકોની આગળ હાર કબૂલ કરી પાછા ભાગશે? તમે શું એમની કંઈ જ ખબર નહિ લો?

આ પ્રસંગે આપણા બંગાળ દેશની પ્રાંતિક મહાસભા સમિતિ વિષે ઉલ્લેખ કરવાનું મન હતું, પરંતુ બહુ શરમ વધારી દેવાનું મને મન થતું નથી.

એક આશા મનમાં રાખી રહ્યો છું કે સંસારની તમામ શક્તિ મોજાંની પેઠે આગળ વધે છે. તેથી તેને ચડતી પડતી હોય છે, ચાલવાના વેગમાં જે આજે નીચે પડ્યો છે, તે જ કાલે પાછો ઉપર આવશે, નહિ તો એનું ચાલવું સંપૂર્ણ નહિ થાય. પહાડ ગતિહીન છે, નિશ્ચલ છે, તેથી તેની ટોચ એક સ્થળે ઊંચી જ રહે છે, તેને નમવું પડતું નથી. પરંતુ પવનની ઝાપટો ખાતા સમુદ્રને માટે એવો નિયમ નથી—એને ભરતી ઓટ થાય છે. પણ એથી એને શરમાવાનું કારણ નથી, એ એની ગતિનું ચિહ્ન છે, એની શક્તિનો પ્રવાહ છે. જ્યારે ઠરીને બરફ થઈ જાય છે ત્યારે જ માત્ર તે ઊંચા થઇને રહેવાનું કરે છે. તેવી રીતે આપણી પણ આ એક હિલચાલ (movement) છે, પરાધીન દેશની એક નવી જ ગતિ છે, એટલે ચડ-ઉતરનો કાયદો એણે પણ માનવો પડવાનો, નહિ તો એ ચાલી જ નહિ શકે.

પરંતુ જેઓ સાથે ચાલવાના હોય તેમને ખોરાક પણ પૂરો પાડવો જોઈએ. ખોરાક ન મળ્યો તોયે આટલા દિવસ જેમ તેમ કરી ખોળંગતા ઠેકતા ચાલ્યા, પરંતુ હવે અમે ભૂખ્યા થયા છીએ, થાક્યા છીએ, માંદા પડ્યા છીએ;—અમને જવા દઈ નવા યાત્રીઓ તમે પસંદ કરી લો.

---

સને ૧૯૨૨ ના જુલાઈની ૧૪ મી તારીખે હાવડા જિલ્લા મહાસભા સમિતિનું પ્રમુખપદ [illegible] વખતે વાંચેલું ભાષણ.

# સ્વરાજ-સાધના અને નારી

શાસ્ત્રમાં ત્રિવિધ દુઃખ વિષે કહ્યું છે. પૃથ્વી પરના તમામ દુઃખને કદાચ આ ત્રણ દુઃખમાં જ સમાવી દઈ શકાય, પરંતુ હું આજે એની વાત નથી કરતો. આજે જે ત્રણ જાતનાં ભયાનક દુઃખમાંથી આપણી માતૃભૂમિ પસાર થઈ રહી છે, તે પણ ત્રિવિધ છે, પરતુ એ ત્રણ પ્રકાર રાજનૈતિક, આર્થિક અને સામાજિક છે.

રાજનીતિ આપણે બધા નથી સમજતા, પરંતુ એટલું તો અનાયાસે આપણે બધાયે સમજી શકીએ છીએ કે આ ત્રણે એકદમ અતૂટ બંધનથી જકડાયેલ છે. એમ કહેવાય છે કે એક માત્ર રાજનીતિમાં જ આપણાં તમામ કષ્ટનો, તમામ દુઃખોનો અંત છે. કદાચ એ વાત સાચી હશે, કદાચ ખોટી પણ હશે, કદાચ એમાં સત્ય અસત્યનું મિશ્રણ હશે, પરંતુ મનુષ્ય કોઈ પણ એક દિશાએથી દુઃખ દૂર કરવાનો સાચેસાચ પ્રયાસ કરે તો તે તદ્દન જ નિષ્ફળ જાય એમ કહેવું યે કોઈ રીતે સાચું નથી. જેઓ રાજનીતિ લઈને બેઠા છે તેઓ સર્વથા, સર્વદા આપણા નમસ્કારને પાત્ર છે. પરંતુ આપણને જો બધાયને એમનાં પગલાંનું અનુસરણ કરવાનું સ્પષ્ટ ચિહ્ન દેખાય નહિ, અને જે નિશાનીઓ માત્ર સ્થૂલ નજરે જ જોઈ શકાય છે—આપણાં આર્થિક અને સામાજિક

સ્પષ્ટ દુઃખોની નિશાનીઓ—એનો જ માત્ર પ્રતિકાર કરવાનો જો આપણે પ્રયાસ કરીએ, તો મને લાગે છે કે આપણે મહાપ્રાણ રાજનૈતિક નેતાઓના ખભા પરથી એક અતિ ભારે બોજો ઉતારી શકીશું.

તમારી લાંબી રજાઓ પડતા પહેલાં તમારા અને મારા પરમ સ્નેહી શ્રી સુરેન્દ્રનાથ મૈત્ર મહાશયે, આ છેલ્લા અસહ્ય દુઃખ વિષે કેટલીક હકીકત તમને યાદ કરાવવા માટે મને બોલાવ્યો છે, અને મેં પણ આનંદપૂર્વક તેમનું નિમંત્રણ ગ્રહણ કર્યું છે. આ સુયોગ અને સન્માનને માટે તમારો અને ગુરુજનોનો હું ખરા દિલથી ઉપકાર માનું છું.

આ સભામાં મને બોલાવવામાં આવ્યો છે બે કારણથી. એક તો મૈત્ર મહાશયે મારી ઉંમરનું માન સાચવ્યું છે, અને બીજું એવી જનશ્રુતિ છે કે હું દેશનાં ગામડે ગામડે, શહેરે શહેરે ઘણા દિવસ સુધી ફર્યો છું ને ઘણું ફર્યો છું. નાના મોટા. ઊંચા નીચા, ગરીબ તવંગર, પંડિત મૂર્ખ—અનેક લોકોની સાથે બહુ હળીમળીને, મેં ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. આવી વાત લોકોમાં કોણે ફેલાવી એ શોધી કાઢવું મુશ્કેલ છે, પરંતુ હકીકત તદ્દન સાચી ન હોવા છતાંયે તદ્દન ખોટી છે એમ પણ કહેવાય તેમ નથી. દેશની નેવું ટકા વસતી જ્યાં વાસ કરે છે એવા ગામડા ગામમાં મારું ઘર છે. મનનો ખૂબ ઉત્સાહ અને પ્રબળ કુતૂહલ દબાવી ન શકવાથી ઘણી વખત ત્યાં દોડી ગયો છું, અને ત્યાંનાં મહા દુઃખ, મહા દૈન્યનો આજે પણ હું સાક્ષી છું. ત્યાંનાં એ બધાં અસહ્ય, અપ્રગટ દુઃખ અને દૈન્ય ટાળવાનો ભાર લેવા આજે મારા દેશનાં તમામ નરનારીઓને આહ્વાન કરવાનું મને મન થાય છે, પરંતુ માતૃભૂમિના આ મહાયજ્ઞમાં નારીને એલાન દેવાનો મને કેટલો અધિકાર છે એ જ્યારે મને યાદ આવે છે ત્યારે મારો કંઠ રૂંધાઈ આવે છે! જેને કંઈ આપ્યું નથી, તેની પાસેથી જરૂર પડયે હક કરી શકું કયે મોઢે?

કેટલાક સમય પહેલાં 'નારીનું મૂલ્ય' નામે મેં એક નિબંધ લખ્યો છે. એ લખતી વખતે મને થયું કે ઠીક, મારા દેશની વાત તો હું જાણું છું. પરંતુ દુનિયામાં બીજા પણ ઘણા દેશો છે તેઓએ પોતાના દેશમાં નારીનું મૂલ્ય

શું આપ્યું છે તે જોઉં તો ખરો. ચોપડીઓ ફેંદતાં જે સત્ય બહાર નીકળી આવ્યું તે જોઈ હું એકદમ નવાઈ પામી ગયો. પુરુષોના મનનો ભાવ, એનો અન્યાય અને અવિચાર બધે જ એક સરખો છે. પોતાના ન્યાય્ય અધિકારમાંથી ઓછાવત્તા પ્રમાણમાં નારીને લગભગ આખા દેશના પુરુષોએ વંચિત કરી રાખેલી છે. તેથી આજે એ પાપનું પ્રાયશ્ચિત આખા દેશે ભોગવવા માંડ્યું છે. સ્વાર્થ અને લોભને વશ થઈ, વિશ્વવ્યાપી યુદ્ધ કરી પુરુષે જ્યારે મારામારી ને કાપાકાપી મચાવી દીધી, ત્યારે જ તેને પહેલ પ્રથમ ભાન થયું કે આ રક્તપાતનો અંત નથી, એની ઉપર પણ કંઈક છે. પુરુષના સ્વાર્થની જેમ હદ નથી, તેમ તેની નિર્લજ્જતાની પણ હદ નથી. આ દારુણ સમયમાં નારીની આગળ જઇને ઊભા રહેતાં પણ તેને સંકોચ થયો નહિ. હું વિચાર કરું છું કે આ વંચિતાની પાસેથી જો દાન ન મળ્યું હોત તો આ જગત-વ્યાપી નરયજ્ઞના પ્રાયશ્ચિતનો ભાર આજે કેટલો હોત? તેમ છતાં, એ હકીકત ભૂલી જતાં પણ માણસને આજે બિલકુલ વસવસો થયો નથી.

આજે અંગ્રેજ સરકારની સામે આપણા ક્રોધ અને ક્ષોભનો પાર નથી, ગાળાગાળી પણ ઓછી નથી કરતા. તેમના અન્યાયની સજા એમને થયા વગર નથી રહેવાની, પરંતુ કેવળમાત્ર એમના જ દોષ ઉપર આધાર રાખી જો આપણે પરમ નિશ્ચિંત ભાવે આત્મસંતોષ અનુભવીએ, તો એની સજા કોણે સહેવી પડશે?

અત્યારે મને કન્યાઓની જવાબદારીથી લેવાયેલાં બાપ-કાકા-મામાનાં ક્રોધાંધ મોં યાદ આવે છે. અને એ બધાં મુખમંડળમાંથી નીકળતી વાણી પણ એવી ખુશકારક નથી. એ લોકો મારા વિષે એવી ફરિયાદ કરે છે કે હું મારી ચોપડીઓમાં કન્યાના પચઠણની વિરૂદ્ધ ખૂબ શોરબકોર કરી એમને સગવડ કેમ કરી આપતો નથી?

હું જવાબમાં કહું છું, કે છોકરીને ન પરણાવો.

એ લોકો આંખો કપાળમાં ખેંચી કહે છે: 'એ કેમ બને, મશાય, કન્યા તો પરણાવવી જ પડે.'

હું કહું છું: ‘કન્યા જો પરણાવવી જ પડે તો પછી એનો ઉપાય પણ તમે જ કરો, બાકી મને માથું પકવવાનો વખત પણ નથી, અને વરના બાપને નિરર્થક ગાળો દેવાનું મને મન પણ નથી. ખરી વાત એ છે કે જેવી રીતે વાઘના મોંમાં ઊભા રહી, હાથ જોડી એને વૈષ્ણવ થવાની કાકલૂદીઓ કરવાથી કંઈ વળે એવો મને વિશ્વાસ નથી, તેવી જ રીતે વરનો બાપ કન્યાવાળાનો કાન આમળી રૂપિયા કઢાવવાની આશા રાખે એને પણ દાતા કર્ણ થવાનું કહેવાથી કંઈ લાભ થશે એવું મને લાગતું નથી. એના પગે પડવાથી પણ નહિ, એની સામે દાંત ભચડવાથી પણ નહિ. ખરો ઉપાય છોકરીના બાપના જ હાથમાં છે—જે રૂપિયા આપે છે તેના જ હાથમાં છે.

મોટા ભાગના કન્યાવાળા મારું કહેવું સમજતા નથી, પરંતુ કોઈ કોઈ સમજે છે. તેઓ મોઢું બગાડી કહે છે: એ કેમ બને, મશાય? સમાજમાં રહેવું છે ને! બધી છોકરીઓના બાપ જો તમે કહો છો તેવું કરે તો હું પણ કરું, પરંતુ મારા એકલાથી કંઈ નહિ બને!’

શબ્દો જાણે ચતુર પુરુષના હોય એવા લાગે છે, પણ ખરેખરો દોષ અહીં જ છે. કારણકે દુનિયામાં કોઈ પણ સુધારો કદી પણ આખો સમાજ એકસામટો કરતો નથી. એકલા જ ઊભા રહેવું પડે છે. એમાં દુ:ખ છે. પરંતુ એ સ્વેચ્છાએ સ્વીકારી લીધેલું એકલતાનું દુ:ખ એક દિવસ સમાજ-સ્વીકૃત બની અનેકનું કલ્યાણકર બને છે. છોકરીને જે મનુષ્ય તરીકે ગણે છે, માત્ર છોકરી રૂપે, ભાર રૂપે, કે પયઠણ રૂપે નથી ગણતો તે જ એકલો આ દુ:ખ સહી શકે છે, બીજો નહિ. અને માત્ર ગણવાની જ વાત નથી, પણ છોકરીને મનુષ્ય બનાવવાનો ભાર પણ એ પોતાની જ ઉપર લે છે, અને ત્યાં જ પિતૃત્વનું સાચેસાચું ગૌરવ છે.

આ બધી વાત હું માત્ર કહેવા ખાતર નથી કહેતો, સભામાં ઊભા રહી મનુષ્યત્વના આદર્શના ગર્વથી પણ એ પ્રગટ કરતો નથી, પરંતુ આજે કહ્યા વગર ન ચાલવાથી જ કહું છું. આજે જેઓ સ્વરાજ મેળવવા માટે માથું પછાડી મરે છે,—હું પણ એમાંનો એક છું. પરંતુ મારો

અંતરાત્મા કોઈ રીતે મને હિંમત આપતો નથી. કોણ જાણે ક્યાં અદૃશ્ય રહીને જાણે એ પળે પળે મને અણુસાર કરી રહ્યો છે કે એ અશક્ય છે. જે પ્રયાસમાં, જે કર્તવ્યમાં દેશની સ્ત્રીઓનો સાથ નથી, સહાનુભૂતિ નથી, જે સત્યની પ્રાપ્તિને માટે જરૂરી જ્ઞાન, શિક્ષણ કે હિંમત પણ એમને કદી આપવામાં આવ્યાં નથી; તે સત્યની—આવી મહાન વસ્તુની પ્રાપ્તિ તેમને ફક્ત ઘરના કેદખાનામાં બેસાડી રાખીને, માત્ર ચરખો કાંતવાની ફરજ પાડવાથી જ થવાની નથી. સ્ત્રીઓને આપણે માત્ર સ્ત્રીઓ જ બનાવી રાખી છે, તેમને મનુષ્ય થવા દીધી નથી, એટલે સ્વરાજની પહેલાં એનું પ્રાયશ્ચિત દેશે કરવું જ પડવાનું છે. અત્યંત સ્વાર્થની ખાતર દેશે, જે દિવસથી તેના સતીત્વને જ અતિ મહત્ત્વનું માની લીધું છે, અને તેના મનુષ્યત્વની બિલકુલ પરવા કરી નથી, તે દિવસથી તેનું દેવું ચડતું રહ્યું છે, એ દેવું એણે પહેલાં ચુકતે કરવું જ પડશે!

અહીં એક વિરોધ ઊઠવા સંભવ છે કે નારીની આગળ સતીત્વ એ કંઈ તુચ્છ વસ્તુ નથી, અને દેશના લોકોએ પોતાનાં જ મા બેન અને દીકરીને જાણી જોઈને તુચ્છ બનાવી રાખવાનું કર્યું હોય એ પણ સંભવિત નથી.

સતીત્વને હું પણ તુચ્છ સમજતો નથી; પરંતુ એને જ એના નારી જીવનનું ચરમ અને પરમ કલ્યાણ સમજવું એને હું કુસસ્કાર માનું છું. કારણકે, મનુષ્યનો મનુષ્ય થવાનો સ્વાભાવિક અને સાચેસાચો અધિકાર છે. એ અધિકારને દબાવી દઈ જેણે જેણે બીજી કોઈ પણ ભળતી વસ્તુને અધિક મહત્ત્વની બનાવી દેવાનો પ્રયાસ કર્યો છે તેણે બીજાને પણ છેતર્યો છે, ને પોતાને પણ છેતર્યો છે. તેણે બીજાને મનુષ્ય થતાં અટકાવ્યો છે, અને પોતાના મનુષ્યત્વને પણ અજાણતાં તુચ્છ બનાવી દીધું છે. એનું ભૂંડું તાકવાનો પ્રયાસ કર્યો હોય તો પણ આ કથન સત્ય છે, અને એનું ભલું તાકવાનો પ્રયાસ કર્યો હોય તો પણ સત્ય છે. મહાન ફ્રેડરિક ખૂબ મોટો રાજા હતો, પોતાના દેશનું અને લોકોનું તે ઘણું ભલું કરી ગયો છે, પરંતુ એણે એમને ખરેખરા મનુષ્ય થવા દીધા નથી, તેથી મરતી વખતે એને

આવું બોલવું પડ્યું છે : All my life I have been but a slave driver ! (આખી જિંદગી મેં ગુલામોના શેઠ તરીકે ગુજારી છે.) આ શબ્દોમાં વ્યર્થતાનું કેવું ભારે દુઃખ એ વ્યક્ત કરી ગયો છે એ માત્ર પરમાત્મા જાણે છે.

હું ઘણાં વરસ લગી sociology (સમાજશાસ્ત્ર)નો વિદ્યાર્થી હતો. દેશની લગભગ તમામ કોમોને ખૂબ ઘનિષ્ઠભાવે જોવાની તક મને મળેલી છે,—મને લાગે છે કે સ્ત્રીઓના અધિકારો જેમણે જે પ્રમાણમાં ખૂંચવી લીધા છે, તે પ્રમાણમાં તેઓ, શું સામાજિક કે શું આર્થિક કે શું નૈતિક—તમામ ક્ષેત્રમાં તુચ્છ બની ગયા છે. આથી ઊલટી બાજુ પણ બરાબર એટલી જ સાચી છે. અર્થાત્ જે જાતિ જે પ્રમાણમાં પોતાનો સંશય અને અવિશ્વાસનો ત્યાગ કરી શકી છે, જે જાતિએ જે પ્રમાણમાં નારીના મનુષ્યત્વની સ્વાધીનતાને સ્વીકારી છે, તે જાતિની ગુલામીની બેડીઓ પણ તે જ પ્રમાણમાં તૂટી ગઈ છે.

ઇતિહાસ તરફ જુઓ. પૃથ્વી પર એવો કોઈ દેશ નહિ જડે જ્યાં લોકોએ સ્ત્રીઓની જીવનવિકાસની સ્વતંત્રતા ખુંચવી લીધી ન હોય, અને છતાં એ લોકોની પોતાની જ જીવનવિકાસની સ્વતંત્રતા બીજી કોઈ બળવાન જાતિ છીનવી લઈ જોર કરી પોતાના કબજામાં રાખી બેઠી હોય ! ક્યાંયે એવું બન્યું નથી,—બની પણ શકતું નથી, ભગવાનનો એવો કાયદો પણ નથી લાગતો.

આજે આપણી પોતાની સ્વતંત્રતાની ચળવળ વખતે આ જ ભય મારા હૃદયમાં ઘર કરી બેઠો છે. મને થાય છે કે આ મુશ્કેલ કામ આપણે બીજાં તમામ કામોમાં સૌથી પહેલું કરવું જોઈતું હતું. એમાં અંગ્રેજોની સામે બાથડવાનું કંઈ નથી.

કોઈ જો કહે : ' પરંતુ આ એશિયામાં એવા પણ દેશો છે જેમણે સ્ત્રીઓને એક તલપૂર સ્વતંત્રતા આપી નથી, છતાં જેમની સ્વતંત્રતા કોઈએ યે છીનવી લીધી નથી.' છીનવી જ લે એવું પણ મેં કહ્યું નથી.

તોપણ હું એમ કહું છું કે એમની સ્વતંત્રતા આજે પણ ટકી રહી છે એ કેવળ દૈવબળને લીધે છે. એ જ દૈવબળના અભાવે જો કદાપિ એ જાય તો, આપણી પેઠે કેવળ માત્ર દેશના પુરુષોનું જ ટોળું ખભા ચડાવી આ મહા ભાર સોયની અણી જેટલો પણ ખેંચી શકવાનું નથી.

માત્ર ઉપલક નજરે આ સત્યનો વ્યત્યય બ્રહ્મદેશમાં દેખાય છે. આજે એ દેશ પરાધીન છે. એક દિવસ એ દેશમાં સ્ત્રીની સ્વતંત્રતાની હદ નહોતી, પરંતુ જે દિવસથી પુરુષે એ સ્વાધીનતાની હદ ઓળંગવા માંડી, તે દિવસથી, એક તરફથી જેમ એ પુરુષો પોતે જ અકર્મી, વિલાસી અને હીન બનવા માંડ્યા, તેમ બીજી તરફથી નારીની અંદર પણ સ્વેચ્છાચારનો આરંભ થઈ ગયો. અને તે દિવસથી દેશના અધઃપતનની શરૂઆત થઈ ગઈ. હું એ લોકોનાં ઘણાં શહેર, ઘણાં ગામ, અને ઘણાં ગામડાંમાં ઘણા વખત સુધી ભટક્યો છું; મેં જોયું છે કે એ લોકોએ ઘણું ખોયું છે, પરંતુ એક મહત્ત્વની ચીજ હજી પણ તેમણે ખોઈ નથી. કેવળમાત્ર નારીના સતીત્વને જ 'ફેટિસ*' બનાવી દઈ એમની સ્વતંત્રતાએ એમનો સુધરવાનો માર્ગ કંટકમય બનાવી દીધો નથી. તેથી આજે પણ દેશનો વેપાર ઉદ્યોગ, આજે પણ દેશનાં ધર્મકર્મ, આજે પણ દેશના આચાર વ્યવહાર સ્ત્રીઓના હાથમાં છે. આજે પણ તેમની સ્ત્રીઓ સેંકડે નવાણું જેટલી લખી વાંચી જાણે છે, અને તેથી જ આજે પણ એમના દેશમાંથી આપણા આ હતભાગી દેશની પેઠે આનંદ તદ્દન અદૃશ્ય થઈ ગયો નથી. આજે તેમનો આખો દેશ અજ્ઞાન, જડતા, અને મોહના આવરણમાં ઢંકાઈ ગયો છે એ વાત સાચી, પરંતુ એક દિવસ જ્યારે એમની ઊંઘ ઊડશે, જ્યારે એ સ્ત્રી પુરુષો એક દિવસ આંખો ઉઘાડી જાગી ઊઠશે, ત્યારે એમની ગુલામીની બેડીઓ—ભલેને એ ગમે તેવી જાડી અને ગમે તેવી ભારે હોય પણ ઘડીકમાં સરી પડશે,—અટકાવવાની શક્તિ કોઈનામાં નથી.

---

* Fetish–ભયજનક અજ્ઞાત શક્તિઓનું આરોપણ થયું હોય તેવો કોઈ સજીવ, નિર્જીવ કૃત્રિમ કે કુદરતી પદાર્થ.

આજે આપણામાંથી ઘણાઓની ઊંઘ ઊડી ગઈ છે. મને ખાતરી છે કે અત્યારે દેશમાં એવો એક પણ ભારતવાસી નથી જે આ પ્રાચીન પવિત્ર માતૃભૂમિનું નષ્ટ ગૌરવ, ગુમ થયેલું સન્માન ફરી જીવતું જોવા ન ઇચ્છતો હોય. પરંતુ માત્ર ઇચ્છા કરવાથી જ કંઈ મળતું નથી. મેળવવાનો રસ્તો પણ લેવો પડે છે. આ મેળવવાના રસ્તામાં જ બધાં વિઘ્નો, બધી મુશ્કેલીઓ અને બધા મતભેદ ઊભા છે. અને અહીં જ હું એક વસ્તુને તમારા દીર્ઘ જીવનના પરમ સત્ય તરીકે સ્વીકારવાની વિનતિ કરું છું. એ વિનતિ માત્ર પારકાના અધિકાર પર હસ્તક્ષેપ ન કરવાની છે. જેનો અધિકાર છે તેને તે મેળવવા દો. પછી તે ગમે ત્યાં હોય, અને ગમે તેનો હોય. ચોપડીઓમાંથી વાંચેલું હું આ નથી રટી જતો, ધાર્મિક વ્યક્તિના મુખેથી સાંભળેલા તત્ત્વ જ્ઞાનના શબ્દો પણ આ નથી,—આ તો મારા દીર્ઘ જીવનનું ઘડીએ ઘડીએ માર ખાઇને શીખેલું સત્ય છે. હું માત્ર આ વડે જ અત્યંત જટિલ સમસ્યાનો ઉકેલ કરું છું—હું કહું છું, સ્ત્રીઓ મનુષ્ય છે, અને સ્વાધીનતા, ધર્મ, અને જ્ઞાન પર મનુષ્યનો અધિકાર છે; એ વાત જો હું સ્વીકારતો હોઉં તો આ અધિકારનો પણ મારે સ્વીકાર કરવો જ પડશે—એનું પરિણામ પછી ગમે તે આવે. *હાડિ ડોમને જો હું માણસ કહેતો હોઉં, અને મનુષ્યને આગળ વધવાનો અધિકાર છે એ જો માનતો હોઉં તો મારે એનો રસ્તો છોડી દેવો જ જોઇશે, પછી એ ગમે ત્યાં જઇને ઊભો રહે. હું ખાલી માથું હલાવી એમને ખાંધે ચડાવી કદાપિ એમનું હિત કરવા ઇચ્છતો નથી. હું નથી કહેતો કે ભાઈ, તું બાઈ માણસ છો, તારે આ ન કરવું, ન બોલવું, ત્યાં ન જવું,—તને તારા હિતની ખબર નથી—આવ, હું તારા ભલા માટે તારા મોં પર પડદો અને પગમાં દોરડું બાંધી દઉં. ડોમને પણ હું કહેતો નથી કે બાપુ, તું ડોમ છે તો ડોમની પેઠે રહે, એથી વધારે હલનચલન તારા હિતમાં નથી, એટલા માટે આ ડંગોરાથી તારો પગ ભાગી નાખું છું.

હું કહું છું કે જેનો જે હક છે તેને તે સોળેસોળ આના લેવા દો. અને ભૂલ કરવી એ માણસના કર્તવ્યનો જ એક ભાગ હોય તો એ ભૂલ

* હાડી—ડોમ વગેરે દલિત હિંદુ જાતિઓ છે.

કરે એમાં નવાઈ પામવાનુંયે શું છે? સલાહના બે શબ્દો કહી શકું—પરંતુ મારી, પકડી, હાથપગ ભાંગી નાખી તેનું ભલું કરવું જોઈએ—એટલું બધું ભારે જવાબદારીનું જ્ઞાન મારામાં નથી. એટલી ખંત પણ મારામાં મને શોધી જડતી નથી. ઊલટું મને થાય છે કે બરાબર છે, મારા જેવા આળસુ માણસોમાં જો જગતનું હિત કરવાની આકાંક્ષા જરા ઓછી હોત તો તેઓ પણ આરામમાં રહેત અને બીજાઓનું પણ થોડું ઘણું કલ્યાણ થવા પામત. દેશની સેવા અને દેશનું ભલું કરવા જતાં, મારા આ શબ્દો તમે ભૂલશો નહિ.

આજે તમારી સમક્ષ મારે બીજું પણ ઘણું કહેવાનું હતું. બધી દિશાએથી કેવી રીતે આખો બંગાળ દેશ જીર્ણ થતો જાય છે, દેશની કરોડરજ્જુ જેવાં ભદ્ર કુટુંબો કેવી રીતે ધીરે ધીરે ગુમ થતાં જાય છે, પહેલાંનો એ આનંદ નથી, એ પ્રાણ નથી, એ ધર્મ નથી, એ ખાવા પહેરવાનું નથી; સમૃદ્ધ પ્રાચીન ગામડાં આજે જાણે નિર્જન છે,—વિશાળ મહેલ જેવાં મકાનોમાં શિયાળ કૂતરાં વાસ કરે છે; દુઃખી રોગી નિરાધાર મરેલ જેવા માણસો જેઓ આજે પણ ત્યાં પડેલા છે, તેઓની ખોરાકના અભાવે, પાણીના અભાવે કવી દશા છે,—એ બધી હજાર હજાર દુઃખની કથા તમારા તરુણ પ્રાણ સમક્ષ પ્રત્યક્ષ કરવાની મારી ઇચ્છા હતી, પરંતુ આ વખતે તો એનો સમય મળ્યો નથી. આજે તો તમને પાછા કાઢું છું, પરંતુ તમારા અધ્યાપક જો મને ભૂલી નહિ જાય તો વળી કોઈક દિવસ એ વાત તમને કહીશ.

---

૧૩૨૮ના પોષ માસમાં શિબપુર ઈન્સ્ટિટ્યુટમાં વાંચેલું ભાષણ [ઈ. સ. ૧૯૨૧]

# શિક્ષણનો વિરોધ

એક સમયે આ દેશમાં શિક્ષણનો પ્રવાહ એક નિર્વિઘ્ન નિરૂપદ્રવ માર્ગે વહ્યો આવતો હતો. સારાનરસાપણા વિષે કોઈ જ કંઈ ચિંતા કરતું નહોતું. મારા બાપા જે ભણી ગયા છે તે જ મારે પણ ભણવાનું. એમાંથી એ જો એ પૈસા પેદા કરી શક્યા, સાહેબસુબાના દરબારમાં ખુરસીમાં બેસવાનું માન પામી શક્યા, શેકહેન્ડ કરી શક્યા, તો હું પણ કેમ નહિ કરી શકું?

દેશની લગભગ આ જ વિચાર પદ્ધતિ હતી. એકાએક એક ભીષણ વટોળીઓ આવ્યો. થોડા દિવસ તો આખી શિક્ષણ-પદ્ધતિ જ પાયામાંથી એવી હાલી ઊઠી કે એક પક્ષે કહ્યું કે હમણાં એ પડી જાણો. બીજાઓએ બીતાં બીતાં માથું ધુણાવી કહ્યું, ના, ગભરાવાનું કારણ નથી, નહિ પડે.

અને એ ન પડી. એ વિષે વિરોધીઓને એમણે કડવા શબ્દોમાં સંભળાવી સંભળાવી બેહાલ કરી નાખ્યા. એનું કારણ હતું. માણસની શક્તિ જેમ ઓછી થતી આવે છે તેમ એના મુખનું ઝેર વધારે ને વધારે ઉગ્ર બનતું જાય છે. બહારથી તેમણે ગાળો તો ખૂબ દીધી, પરંતુ અંતરમાં બહુ દિલાસો મળ્યો નહિ. એમનો ભય મનમાં જ રહી ગયો. દૈવયોગે પવન જો ફરી કોઈ વખત જોરથી ફુંકાય, તો આ પાયામાંથી ડોલતાં અતિશય પ્રાણીને ગુલાંટ ખાઈ પડી જતાં જરીકે વાર નહિ લાગે.

આવી દશા હતી, એવામાં શ્રી રવીન્દ્રનાથ ઠાકુર વિલાયતથી પાછા આવ્યા; અને પૂર્વ–પશ્ચિમના શિક્ષણના મેળ સંબંધી ઉપરાઉપરી કેટલાંક ભાષણો આપી પોતાનો અભિપ્રાય પ્રગટ કર્યો.

રવીન્દ્રનાથ મારા પૂજનીય ગુરૂ તુલ્ય છે. એટલે મતભેદ હોય તો પણ જાહેર કરવો મુશ્કેલ છે. માત્ર એવો ડર રહ્યા કરે છે કે રખેને હું અજાણે એમના સન્માન ઉપર ક્યાંક જરા પણ આઘાત કરી બેસું. પરંતુ આ કંઈ કેવળમાત્ર વ્યક્તિગત મતામતની ચર્ચા નથી,—જે એમને પણ બહુ પૂજ્ય છે,—આ દેશની સાથે એ જડાયેલી છે. એમના શબ્દો ઉપાડી કેટલાંક ઍંગ્લો-ઈંડિયન છાપાં એકદમ ઉલ્લાસમાં આવી ગયાં હતાં. રહી રહીને એ એમનો કુટિલ ઉપદેશ સંભળાવતાં હતાં. બીજું કંઈ ન હોય, પણ દેશના હિતની આકાંક્ષાથી જ્યારે એમની છાતી ફાટવા માંડે છે ત્યારે ખરેખર બીક લાગે છે કે અંદર ક્યાંક ભારે ગાબડું પડ્યું છે. બંગાળીના હાથે ચાલતું કોઈ ઍંગ્લો ઈંડિયન છાપું હોય ત્યારે તો ખાસ. એના મોં પર દાટો નથી. પોતાની બુદ્ધિ વાપરી કવિના શબ્દોને વિકૃત, અને વિધ્વસ્ત કરી એ અવિરત બોલ્યે જ જાય છે—અમે બોલી બોલીને અમારું ગળું તોડી નાખ્યું, પણ નિષ્ફળ,—હવે રવિબાબુએ આવી અમને બચાવ્યા છે. દાખલા તરીકે,—

"And if there were any among educated Bengalees, who were wavering and vacillating, knowing not what to do, —to exclude the west or to stick to the East—Rabindranath's recent Calcutta lectures have gone a great way towards making up their minds. They have given up their sitting-on-the-fence posture. They have jumped off on the Western side."*

---

* પૂર્વને વળગી રહેવું કે પશ્ચિમને એ વિષે ડગુમગુ મનવાળા ભણેલા બંગાળીઓ—જો એવા કોઈ હોય તો—તેમનાં મનમાં રવીન્દ્રનાથે તાજેતરમાં કલકત્તામાં કરેલાં ભાષણોથી નિર્ણય બંધાઈ ગયો છે; તેમણે એ ખેતર વચ્ચેની વાડ માથે ખડા રહેવાનું છોડી દીધું છે, અને પશ્ચિમ તરફ ઠેકડો મારી લીધો છે.

એનો અર્થ એ કે આપણુ દેશનો શિક્ષિત સમાજ બે ખેતરની વાડ વચ્ચે ખડો હતો, તે હવે પશ્ચિમથી પાછા ફરેલા કવિનો ઈશારો થતાં 'જય રામ!' બોલી પશ્ચિમ તરફ કૂદી પડયો છે! હાશ! શિક્ષિત સમાજનો આટલે દિવસે ઉદ્ધાર થયો! પરંતુ શિક્ષિતો જેને વિષે આટલો બધો શોરબકોર મચાવે છે, અને અશિક્ષિત, અજ્ઞાન વગેરે વિશેષણોથી જેમને નવાજતાં તેઓ લેશમાત્ર સંકોચ અનુભવતા નથી,—એ લોકોની બુદ્ધિ અને તર્કમાં આનું શું મૂલ્ય છે એ જરા જાણી જોવાની જરૂર છે. પરંતુ એકંદરે પૂર્વ અને પશ્ચિમના શિક્ષણના મેળ વિષે કવિએ એવું શું કહ્યું છે?

પહેલું તો એમણે એ કહ્યું છે કે આજે પશ્ચિમ વિજયી થયું છે, એટલે એ વિજયનું કૌશલ આપણે એની પાસેથી શીખી લેવું જોઈએ. ઠીક. બીજું એ કહ્યું છે કે યુદ્ધ પછી પશ્ચિમ શોકાકુલ બની પૂછી રહ્યું છે કે ભારતની વાણી ક્યાં છે? એટલે એને એ સંભળાવવાની જરૂર છે. એ પણ ઠીક વાત છે. હું જાણું છું ત્યાં લગી અસહકારીઓમાંથી કોઈ પણ આ સંબંધમાં કંઈ વિરોધ કરતું નથી. ત્રીજું કવિએ ઉપનિષદનું ઋષિવાક્ય ઉચ્ચારી એ કહ્યું છે: ईशावास्यमिदं सर्वम् । માટે मा गृधः । વાહ, ખૂબ સરસ,— કોઈનેયે કંઈ કહેવાપણું ન રહ્યું. આ જ એક ખરેખરું તત્ત્વ છે, એની આખી દુનિયામાં કોઈ પણ લોકસમાજ ના પાડતો નથી, તેમ છતાં માણસનો સ્વભાવ એવો બન્યો છે કે એ સરળ અને સહજ સત્ય કદાપિ સીધી રીતે નહિં કબૂલે. પોતપોતાના સ્વાર્થ અને પ્રયોજન પ્રમાણે, એની અંદર અસંખ્ય sub-clause ગૌણ વાકયો, અને અગણિત qualifications વિશેષણો ઉમેરી એને એવું ભારે બનાવી મૂકશે કે તત્ત્વકથન આપોઆપ જ સમસ્યા જેવું બની જાય. તે વખતે બેધડક એને સત્ય તરીકે ઓળખવું જ મુશ્કેલ. માત્ર આટલા જ માટે ઉપસ્થિત facts હકીકતો સંસારમાં સત્યને ગળી જાય છે, માણસનાં ધર્મ અને વિચારના પ્રવાહમાં વગર અધિકારે ઘુસી જાય છે, અને અમાપ અનર્થ પેદા કરે છે.

કવિએ પહેલાં જ કહ્યું છે:

'આજે પૃથ્વી પર પશ્ચિમના લોકો વિજયી નીવડયા છે એ વાત

માનવી જ પડશે. પૃથ્વીનું એમણે કામધેનુની પેઠે દોહન કર્યું છે, તેમનું પાત્ર છલકાઈ ગયું છે..............એ અધિકાર એ લોકોએ કેવી રીતે મેળવ્યો છે? નક્કી એ કોઈ સત્યના જોરે મળેલો છે.'

આજે એ વાત કબૂલ કર્યા વગર તો છૂટકો જ નથી કે પૃથ્વીનાં મોટાં દૂધનાં તપેલાંમાં એણે મોં ઘાલ્યું છે,—એનું પેટ ભરાઈ બેય બાજુથી દૂધના રેલા ચાલી રહ્યા છે—પરંતુ આપણે ભૂખે મરીએ છીએ.

આ એક fact—હકીકત છે. આજે આની કોઈ રીતે 'ના' પાડી શકાય એમ નથી.—આપણે ભૂખે મરીએ છીએ એ વાત સાચી, પરંતુ એટલા જ પરથી શું એવું માની લેવું પડશે કે જેમણે એ અધિકાર મેળવ્યો છે તેમણે નક્કી કોઈ સત્યના જોરે જ એ મેળવેલો છે? અને એ સત્ય એમની પાસેથી આપણે શીખવું પડવાનું છે?

લોઢું જમીન પર પડે છે, પાણીમાં ડૂબે છે, એ એક fact હકીકત છે, પરંતુ એને જ જો માણસો પરમ સત્ય માની લઈ બેફિકર રહ્યા હોત તો આજે, નીચે પાણી ઉપર, અને ઊંચે આકાશમાં લોઢાનાં જહાજો દોડાદોડી કરે છે તે ન કરતાં હોત. એટલે ઉપસ્થિત કાળે જે હકીકત fact હોય તે જ કંઈ છેલ્લો શબ્દ નથી. મહિનાની પહેલી તારીખે એક માણસ તેની વિદ્યાના જોરે મારા આખા મહિનાનો પગાર ગજવું કાપી લઈ ગયો અને બૈરીછોકરાં સમેત મને ભૂખે રાખ્યો, અથવા માથા પર એક ફટકારી મારું બધું છીનવી લઈ પોતે રસ્તા પરના પીઠામાં બેસી મોજ ઉડાવી—આ પ્રસંગ સત્ય હોય તોપણ એ કોઈ સત્યના જોરે બન્યો છે એમ હું નહિ કહી શકું, અથવા તો આ બે મહા વિદ્યા શીખવા માટે મારે તેને શરણે જવું જોઈએ એમ પણ હું નહિ સ્વીકારી શકું.

વળી, પેલો ખિસ્સાકાતરુ પૈસા ક્યાં રાખીએ તો ગજવું કાતરી લઈ શકાતા નથી એ નહિ કહે, અથવા એને મારીશું તોપણ, કેવી રીતે એના જ માથા પર સામી લાઠી મારીને આત્મરક્ષણ થઈ શકે છે એ નહિ બતાવે. એ જો શીખવાં જ પડે તેમ હોય, તો કોઈ બીજાની પાસે શીખવાં પડશે—એની પાસેથી તો નહિ જ.

કવિએ ભારપૂર્વક કહ્યું છે કે પશ્ચિમ વિજયી થયું છે અને તે એની સત્ય વિદ્યાના જોરે થયું છે એ વાત માન્યા વગર નહિ ચાલે. કદાચ ન પણ ચાલે. કારણકે અત્યારે એવું જ દેખાય છે. પરંતુ કેવળ માત્ર વિજયી થયા છે એટલા જ માટે એ વિજયની વિદ્યા પણ સત્ય વિદ્યા છે, અને તે શીખવી જ જોઇએ એ વાત કોઈ રીતે માની લઈ શકાય તેમ નથી.

ગ્રીસ એક દિવસ આખી દુનિયાનો રત્નભંડાર લૂંટી ગયું હતું, રોમે પણ એવું જ કર્યું હતું. અફઘાનોએ પણ કંઈ ઓછું નથી કર્યું,—પરંતુ એ સત્યના જોરે નહોતું, સત્ય હતું પણ નહિ. દુર્યોધને એક દિવસ શકુનિની વિદ્યાના જોરે વિજયી બની પાંચ પાંડવને ઘણાં વરસ સુધી જંગલમાં ઉપવાસ કરવાની ફરજ પાડી હતી. તે દિવસે દુર્યોધનનું પાત્ર છલકાઈ ગયું હતું, તેના ભોગના અન્નમાં ક્યાંય પણ એક તલ જેટલી પણ ઊણપ નહોતી આવી, પરંતુ એને જ જો સત્ય માની લઇએ તો યુધિષ્ઠિરને પાછા આવી આખી જીંદગી માત્ર પાસા રમવાનું શીખવામાં જ વીતાવવી પડત. એટલે સંસારમાં વિજયી થવાની અથવા તો પારકાનું છીનવી લેવાની વિદ્યાને જ એક માત્ર સત્ય સમજી તેથી લોભાઇ જવામાં મનુષ્યની મોટી સાર્થકતા નથી.

વળી, વિજય શું કેવળ વિજેતાની જ ઉપર આધાર રાખે છે? અફગાનોએ જ્યારે હિંદુસ્તાન જીત્યું ત્યારે તે શું તેમણે માત્ર પોતાના જ ગુણથી જીત્યું હતું? હિંદુસ્તાન દેશ હાર્યો હતો પોતાના દોષે. એ ભૂલ સુધારવાની વિદ્યા એની પોતાની જ અંદર હતી. વળી વિજેતા પોતે જ પરાજિતની પાસેથી વિદ્યા, કળા, ધર્મ, સભ્યતા, ભદ્રતા બધુંયે શીખી કરી કાળક્રમે મનુષ્ય બન્યો હોય એવાં દૃષ્ટાન્તોની પણ ઇતિહાસમાં ખોટ નથી. પરંતુ એમની પાસે સાચેસાચ જો કંઇ વિદ્યા હોય તોપણ એ ન શીખવી એવું કોણે કહ્યું છે? એનું બારણું પશ્ચિમ તરફ હોવાથી એને અહિંદુ ગણી બહિષ્કાર કરવાનું યે કોણે કહ્યું છે? પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, કે ધન-વિજ્ઞાન—આ બધી પશ્ચિમી વિદ્યાઓ શીખવાની જરૂર નથી કહી કોણ વિવાદ કરે છે? વિવાદ જો કંઇ હોય તો એ એની વિદ્યા સંબંધી નથી,—તે શીખવવાનો જે ઢોંગ થઈ રહ્યો છે તે ઉપર છે, શિક્ષણને બદલે કુશિક્ષણ

આયાત થઈ રહ્યું છે તેની ઉપર છે. આજલગી આ તમાસામાં ભાગ લઈ સૌ પાગલની પેઠે નાચતા ફરતા હતા, હવે ઓચિંતાના કેટલાક માણુસોને ભાન થઈ આવવાથી, એ લોકો પાછળ ઊભા રહી આ છિદ્ર માત્ર આંગળી ચીંધી દેખાડી દેવાનો પ્રયત્ન કરી રહ્યા છે—આ જ ખરેખરું મતભેદનું કારણુ છે એમ મને લાગે છે.

આ વસ્તુને જરા વધારે સ્પષ્ટ કરીને બતાવવાની જરૂર છે. પશ્ચિમનાં પદાર્થવિદ્યા અને રસાયનશાસ્ત્રે જેટલી ગયા યુદ્ધ દરમિયાન પ્રગતિ કરી છે એટલી આટલા સમય દરમિયાન અગાઉ કદી પણુ નથી કરી. માણુસ મારવાની નવી નવી કળા જેમ જેમ એ લોકોએ શોધી કાઢી છે તેમ તેમ આનંદથી, દંભથી એમની છાતી ભરાઈ આવી છે. આ વિજ્ઞાનની મદદથી આગ લગાડી, ઝેર વરસાવી ગામનાં ગામ, ને શહેરનાં શહેર બાળી મૂકી જમીનદોસ્ત કરવાની કેટકેટલી યુક્તિઓ એ લોકોએ શોધી કાઢી છે, અને આ યુદ્ધ જો હજી આગળ ચાલ્યું હોત તો બીજી કેટલીયે શોધી કાઢત. —કોણુ કેટલી ઓછી મહેનતે કેટલા વધારે માણુસોની હત્યા કરી શકે છે!— એ જ સૌભાગ્ય અને સભ્યતાની એમની એકમાત્ર માપપટી લાગે છે. એમને મન વિજ્ઞાનનું સૌથી મોટું પ્રયોજન આ જ જણાય છે. જે આ નથી દેખી શકતો તે અંધ છે, અને આ વિદ્યા તેઓ બીજાને શીખવી શકે અથવા શીખવાની તક આપે, એવું કોઈ ભવ્ય કવિ-કલ્પનામાં પણુ હું કલ્પી નથી શકતો.

પ્રશ્ન થઈ શકે કે માણુસને કલ્યાણુકારી એવું શું કંઇ જ એમાંથી શોધાયું નથી? શોધાયું છે—હું ક્યાં ના કહું છું? પરંતુ એને માત્ર By-product ગૌણુ ઉત્પન્ન કહી શકાય. ભલે ગૌણુ ઉત્પન્ન, પણુ જો એ માણુસના હિતાર્થે હોય તો એ વિદ્યા સંપાદન કરીને પણુ આપણે આગળ ન વધી શકીએ? વધી શકીએ.

પરંતુ એમને રસ્તે નહિ. પશ્ચિમની સભ્યતાનો અહંકાર ગગનભેદી છે. આપણી અને આપણા જેવી બીજી અનેક અભાગી પ્રજાઓની ખાંધે એ લોકો ચડી બેઠા છે અને ઘરમાં ને ઘરબહાર એવો જ બચાવ કરે છે કે

આ પ્રજાઓ દેખાવમાં માણસો જેવી છે પણ પૂરેપૂરી માણસ નથી. સગીર માણસ પણ નથી, છેક બાળક છે.

બેલજિયમ જ્યારે રબરને માટે હબસીઓના દેશમાં જઈ હબસીઓના જ હાથ કાપી નાખતું ત્યારે પણ તેમણે આ જ બહાનું આપ્યું હતું કે એ લોકો અમારો હુકમ માનવાની ના પાડે છે; એ લોકો અસભ્ય છે. એટલે અમે સામે ચાલીને જ્યારે એમને સભ્ય બનાવવાનો, માણસ બનાવવાનો ભાર લીધો છે, ત્યારે એમને સુધાર્યા વગર કેમ ચાલે? એટલે એમને સુધારવા માટે કઠોર સજા કર્યા વગર છૂટકો નથી. તથાસ્તુ સિવાય આનો બીજો શો જવાબ હોઈ શકે એ હું નથી જાણતો. આપણા હિંદુસ્તાનીઓનો પ્રશ્ન ઊભો થાય છે ત્યારે પણ અંગ્રેજો બરાબર આવો જ જવાબ આપતા રહ્યા છે કે આ લોકો અર્ધ સભ્ય છે—બાળક છે. એમના દેશમાં પુષ્કળ અન્ન છે, પરંતુ વખતે અણસમજુ બાળકની પેઠે ખૂબ ખાઈને માંદા પડી જાય એટલા માટે અમે એમના મોંનો કોળિયો અમારા દેશમાં ખેંચી લઈ જઈએ છીએ—એમના જ ભલા માટે અમારે એમ કરવું પડે છે. વળી પૈસોટકો ગમે તેમ ઉડાવી સાફ કરી નાખે એટલા માટે અમે જ તે બધું દયા કરી વાપરી નાખીએ છીએ. એ પણ એમના જ કલ્યાણને માટે છે. એવી બધી ભલું કરવાની કંઈ કંઈ અનેક વાતોનો જોરશોરથી એ લોકો પ્રચાર કરે છે—કેટલું દુઃખ વેઠી સાત સમુદ્ર ને તેર નદીઓ પાર કરી અમે એમને સુધારવા આવ્યા છીએ,—કારણકે એમને સુધારવાની પવિત્ર ફરજ sacred duty અમારે જ માથે પડેલી છે. પરંતુ હાય,—મૂઆ! by law established આ હિંદુસ્તાનીઓને સુધારવા જતાં જતાં તો અમે અધમૂઆ થઈ ગયા!

ભગવાન જાણે કયારે પાછા આ લોકો by law disestablished થશે! કયારે આપણે સુધરીને એમને ચિંતામાંથી મુક્ત કરી શકીશું! દોઢસો વરસથી તાલિમ અપાયા કરે છે, પરંતુ આપણે સુધર્યા નહિ! કયારે સુધરી શકીશું એ પણ એમને જ ખબર અને બીજી ભગવાનને ખબર! પરંતુ આ દોઢસો વરસે પણ જો આપણો આ મોહ ન ઊતર્યો હોય કે

એમની શિક્ષણ-વ્યવસ્થાથી સાચેસાચ જ એક દિવસ આપણે સુધરી જઈશું, સાચેસાચ જ આપણને સુધારી પોતાનું મૃત્યુબાણ સ્વેચ્છાએ આપણા હાથમાં મૂકી દેવા એ લોકો આકુળવ્યાકુળ બની ગયા છે, તો હું કહું છું કે આપણે કોઈ કાળે પણ સુધરવાની જરૂર નથી! ભગવાન કદી પણ આ અભાગીઓ પર પ્રસન્ન ન થાય તો સારું!

વસ્તુતઃ એ વાત સમજવી શું એટલી બધી કઠણ છે કે વિજ્ઞાનના જે શિક્ષણથી માણસ ખરેખરો માણસ બની જાય છે,—તેનું આત્મસન્માન જાગૃત થઈ જાય છે, એ શિક્ષણ પામે તે જ ખરો માણસ છે, અને એટલે સ્વદેશની જવાબદારી માત્ર એની જ છે, બીજા કોઈની પણ નથી?—પરાજિતને માટે આવા શિક્ષણનો પ્રબંધ શું વિજેતા કદી કરે ખરો? પોતાનું વિદ્યાલય, અને પોતાના જ શિક્ષણની વિધિ પણ તે શું પોતાના જ સર્વનાશને માટે તૈયાર કરી આપે ખરો? એ તો માત્ર જેથી પોતાનું કામ નિર્વિઘ્ને ચાલે એટલું જ આપી શકે. એની અદાલતમાં ન્યાયનો કીમતી અભિનય કરવા માટે વકીલો, મુખત્યારો, મુન્સફો, હુકમ પ્રમાણે જેલમાં મોકલવા માટે ડેપ્યુટિ, સબડેપ્યુટિ, પકડી લાવવા માટે પોલિસથાણામાં નાનામોટા સિપાઈઓ, નિશાળમાં દુબાલની પિતૃભક્તિની વાત શીખવવા માટે દુકાળથી પીડાતા માસ્તરો, કોલેજમાં ભારતની હીનતા અને બર્બરતાનાં લેકચરો આપવા માટે નખદંત વગરના પ્રોફેસરો, ઓફિસમાં ચોપડા લખવા માટે જીર્ણ શીર્ણ કારકુનો,—એનું શિક્ષણ આનાથી વધારે આપી શકે એવી જે આશા રાખી શકે છે ત શી બીજી આશા ન રાખી શકે એ હું કલ્પી શકતો નથી.

તેમ છતાં કવિ કહે છે કે જીવવાની વિદ્યા, અર્થાત્ ખરેખરા મનુષ્ય થવાની વિદ્યા એક માત્ર શુક્રાચાર્યની જ પાસે છે, અને તેનું ઘર આજે પશ્ચિમમાં છે. એટલે જો સુધરવાની મરજી હોય તો આજે આપણે એના આશ્રમમાં જઈને ઊભા રહેવું જ પડશે: नान्यः पन्था विद्यते अयनाय। અમરધામનો વાસી હોવા છતાંયે કચને એનું શિષ્યત્વ સ્વીકારવું પડયું હતું. સ્વીકારવું પડયું હતું એ વાત સાચી, પરંતુ વિદ્યા કંઈ કમ સહેલાઈથી મેળવી શકયો નહોતો. એને ગુરુદેવનો ખોરાક સુદ્ધાં બનવું પડયું હતું.

પરંતુ સમય હવે બદલાઈ ગયો છે—અમારા કમનસીબે જો ગુરુદેવના ભોજનપ્રસંગથી જ નાટક પૂરું થઈ જાય તો કશું બાકી રહેશે નહિ.

પરંતુ આપણને વળી આટલું દુઃખ, અને આટલી વેદના શા માટે ? કવિ કહે છે કે એ સંપૂર્ણપણે આપણો પોતાનો જ દોષ છે. પરંતુ હું એ વચનને સંપૂર્ણતઃ સ્વીકારી શકતો નથી. મને લાગે છે કે પ્રત્યેક માનવ-જીવનના દુઃખના પ્રકરણમાં જ, એના દોષ ઉપરાંત પણ બીજી એક ચીજ હોય છે—જે અદૃશ્ય છે, એની દૃષ્ટિ બહાર છે, અને જેના ઉપર તેનો કંઈ જ કાબુ નથી. તેવી રીતે એક આખી પ્રજાના દુઃખના મૂળમાં એના પોતાના દોષ ઉપરાંત પણ એવી એક ચીજ હોય છે જે એની શક્તિથી પર છે, જે એનું દુર્ભાગ્ય છે. આપણા દેશનો ઇતિહાસ જેમણે વાંચ્યો છે તેઓ આ વાત સંપૂર્ણ અસત્ય છે એમ કહી ઉડાવી દઈ શકશે નહિ. દુઃખ અને હીનતાના મૂળમાં આપણી અદૃષ્ટ વસ્તુ પણ ઘણી જવાબદાર હતી—જેના પર આપણો બિલકુલ કાબુ નહોતો. પરંતુ કવિએ આ હકીકતનો તદ્દન અસ્વીકાર કરી ઉપમાને નામે એક વાર્તા કહી છે.

વાર્તા નીચે પ્રમાણે છે :

એક બાપને બે દીકરા હતા. બાપ પોતે જ મોટર હાંકતો હતો. એનો ઇરાદો એવો હતો કે જે છોકરો મોટર ચલાવતાં શીખી જાય તેને મોટર આપવી. તેમાં એક છોકરો ચાલાક હતો, એના કુતૂહલનો પાર નહોતો. એ બારીકાઈથી જોયા કરતો કે ગાડી કેવી રીતે ચાલે છે. બીજો છોકરો ભલો હતો, એ ભક્તિભાવપૂર્વક બાપના પગ સામું એકી નજરે જોઈ રહેતો; બાપના બે હાથ મોટરના ગવર્નરને કેવી રીતે કઈ દિશાએ ફેરવે છે તે તરફ એનું બિલકુલ ધ્યાન નહોતું. ચાલાક છોકરાએ મોટરની કળવિદ્યા બધી બરાબર શીખી લીધી અને એક દિવસ ગાડી પોતાના હાથમાં લઈ જોરથી ભુંગળું વગાડી ગાડી દોડાવી મૂકી. ગાડી ચલાવવાનો શોખ રાત ને દિવસ એને એવો વળગેલો રહ્યો કે બાપ છે કે નહિ એનું પણ એને ભાન રહ્યું નહિ. એથી કરીને એના બાપે એના પર ખિજાઈને

એના ગાલ પર તમાચો મારી એની ગાડી ખુંચવી તો ન લીધી, પરંતુ પોતે જે રથના રથી હતા, તે જ રથનો છોકરો પણ રથી હતો એ જોઈ તેઓ ખુશ થયા. ભલો છોકરો જુએ તો ભાઈ એના પાકા મોલનું ખેતર ખેદાન-મેદાન કરી એની અંદર થઈને ખરે બપોરે પવનગાડી દોડાવતા ફરે છે, એને રોકવાની કોની તાકાત છે! એની સામે ઊભો રહીને બાપની દોહાઈ સંભળાવે તો મરણમ્ ધ્રુવમ્ ।,—એટલે તે બાપના પગ સામું જોઈ રહ્યો, અને બોલ્યો, મારે કંઈ જ જોઈતું નથી.

આ વાર્તાનો શો હેતુ છે હું તો કંઈ જ સમજી શકતો નથી. બે છોકરાઓ કોણ છે તે અનુમાન કરવું મુશ્કેલ નથી. પરંતુ એક છોકરા ઉપર બીજા છોકરાનો વગર કારણનો અત્યાચાર જોઈ બાપ ખુશ થાય, એ કેવો બાપ હશે એ સમજાતું નથી! તોપણ એટલું બરાબર સમજાય છે કે આવા બાપના પગ સામું જે છોકરો તાકીને બેસી રહે,—પછી એ બાપ ગમે તેવડા મોટા રથનો રથી હોય તોપણ—તેનું મરણમ્ ધ્રુવમ્ ।

આ પછી કવિએ આ બે છોકરાઓનો જીવનવૃત્તાંત પણ આપ્યો છે. મોટર હાંકતા છોકરાને તો મૅટ્રિકમાંથી વિજ્ઞાનના વર્ગમાં પ્રોમોશન મળ્યું, પરંતુ જે છોકરાનું મરણમ્ ધ્રુવમ્ હતું, એ પોતાના મૅજિક અને તંત્રમંત્રમાં જ અટવાઈ રહ્યો. આ તંત્રમંત્ર ઉપર કઠોર કટાક્ષ કવિએ પહેલાં પણ કર્યો છે. એમના 'અચલાયતન'માં એ વિષે ખૂબ મજાકમશ્કરીઓ ઉડાવાઈ છે. જેઓ વાકેફગાર છે તેઓ એની ચર્ચા કરશે, પરંતુ મને એટલું તો લાગે છે કે અહીં એનો ઉલ્લેખ બિલકુલ બિનજરૂરી હતો.

વિશ્વ–પદાર્થની પાછળ કોઈ એક અજ્ઞેય શક્તિ છે, એ માનવ ઇતિહાસનું એક પ્રાચીન તથ્ય છે. અને આજે વીસમી સદીમાં પણ એનો ભેદ એટલો જ અજ્ઞાત છે. એ અજ્ઞેય શક્તિને પ્રસન્ન કરી કામ કાઢી લેવાનો પ્રયત્ન મનુષ્ય હમેશાં કરતો આવ્યો છે,—આજે પણ એનો ઉપાય હાથ લાગ્યો નથી, છતાં આજે પણ એનો અંત આવ્યો નથી. આ ઉપાય શોધી કાઢવામાં કેવી રીતે પ્રાર્થના એક દિવસ મૅજિકમાં અથવા મંત્રતંત્રમાં અને મૅજિક વળી કોક દિવસ પ્રાર્થનામાં પલટાઈ જાય છે એની દલીલો કરી

પાનાં ભરવાની મારી ઇચ્છા નથી. ઇશ્વરની ધારણાના પ્રાગટ્યના ઇતિહાસમાં આ અંશ વિજ્ઞાનના પરિણામના પ્રશ્નમાં મને અપ્રાસંગિક લાગે છે.

એ ગમે તેમ હો, આ મોટર હાંકનારા છોકરાની ઉન્નતિનું કારણ અને પેલા પગની સામું તાકીને જોઈ રહેનારા ભલા છોકરાના દુઃખનું વિવરણ કવિએ અહીં એકદમ સ્પષ્ટ કરી બતાવ્યું છે. જેમકે,—

"પૂર્વ દેશમાં આપણે જે વખતે રોગ થતાં ભુવાને બોલાવીએ, ગરીબાઈ વખતે ગ્રહશાંતિ માટે જોષીનાં બારણાં ખખડાવીએ, બળિયાને ફોસલાવી દૂર રાખવાનો ભાર શીતળાદેવીના માથે નાખીએ, અને શત્રુનો નાશ કરવા માટે મારણ ઉચ્ચાટનનો મંત્ર રટવા બેસીએ, એ વખતે પશ્ચિમના મહા દેશમાં વોલ્ટેરને એક છોકરીએ પૂછ્યું હતું: 'મંત્રના બળથી ઢગલાબંધ ઘેટાં એકી સાથે મારી શકાય છે એમ લોકો કહે છે એ શું સાચું છે?' વોલ્ટેરે જવાબ દીધો હતો: 'જરૂર મારી શકાય, પરંતુ એની સાથે પૂરતા પ્રમાણમાં તીવ્ર ઝેર હોવું જોઇએ'. યુરોપમાં કોઈ પણ ખૂણેખાંચરે મંત્રતંત્ર પર બિલકુલ શ્રદ્ધા નથી એમ કહેવું મુશ્કેલ છે, પરંતુ આ બાબતમાં તીવ્ર ઝેર પરની શ્રદ્ધા ત્યાં લગભગ સૌને છે. એથી જ એ લોકો ઇચ્છે કે મારી શકે છે. અને આપણે ન ઇચ્છીએ તોપણ મરવા પડીએ છીએ!

કવિનો આ આક્ષેપ જો સત્ય હોય, તો કહેવાનું કંઈ રહેતું નથી. આપણે સૌએ મરવું એ જ ઉચિત છે, એટલે સુધી કે તીવ્ર ઝેર ખાવાની પણ કોઇએ ના પાડવી જોઇએ નહિ. પરંતુ આ શું સત્ય છે? વોલ્ટેરને થઈ ગયે બહુ વખત નથી થયો, એના વખતમાં એના જેવા પંડિત અને જ્ઞાની એ દેશમાં બહુ ઓછા હતા, એટલે આ શબ્દો એના મુખમાં બિલકુલ અસ્વાભાવિક કે અણધાર્યા નથી. પરંતુ તે જમાનામાં અજ્ઞાન અને બર્બરતામાં શું આ દેશ એટલો બધો ડૂબી ગયેલો હતો કે એ વખતે આપણે ત્યાં એવું કોઈ નહોતું જે કહે કે બાપુ, ભુવાને બોલાવ્યા વગર વૈદને ઘેર જાઓ, મારવો હોય તો બીજો રસ્તો લો, માત્ર ઘરમાં બેસી મારણ મંત્રનો જપ કરવાથી કંઈ કાર્યસિદ્ધિ થવાની નથી?

યુરોપનું જયગાન કરવાની હું ના નથી કહેતો, અથવા જે હાથી કળણમાં પડી ગયો છે તેને વિષે ધમાધમ કરવાનું પણ મને મન નથી, પરંતુ એથી કરીને જુવો, અને મારણ ઉચ્ચાટન મંત્રતંત્રનો ઇશારો પણ નિર્વિવાદે હજમ કરી શકતો નથી !

'ગોરા' નામે બંગાળી સાહિત્યમાં એક અતિ પ્રખ્યાત પુસ્તક છે. કવિ જો એક વખત એ વાંચી જુએ તો દેખાશે કે એના ખરેખરા સ્વદેશ-ભક્ત ગ્રંથકારે ગોરાને મુખે કહ્યું છે: 'નિંદા પાપ છે, ખોટી નિંદા એથી મોટું પાપ છે, અને સ્વદેશની ખોટી નિંદાના જેવું પાપ સંસારમાં બીજું નથી.'

કવિ કહે છે: જાદુમંત્રની પરિણતિ વિજ્ઞાનમાં જ થાય છે. કોઈ પણ એક વસ્તુ કેટલી રીતે પાકે છે એ સ્વતંત્ર પ્રશ્ન છે, પરંતુ એ વાત શું ખરી છે કે યુરોપ પોતાની જાદુવિદ્યાની ગટર એક છલંગે કૂદી ગયું. અને આપણે આખાયે દેશનાં માણસો ગરદન ભાંગી એ કીચડમાં જ હમેશાં સડતાં રહ્યાં ! બાહ્ય દૃષ્ટિએ વિશ્વ-પદાર્થ એક વિશાળ યંત્ર છે, અને એના અખંડ અવ્યાહત નિયમની શૃંખલા જાદુવિદ્યાથી તૂટતી નથી, સંસારમાં જે કંઈ બને છે તે તમામનું કંઈક કારણ હોય છે, અને તે કારણ કઠોર કાયદા-કાનૂનથી બાંધેલું છે; અર્થાત્ જ્ઞાનવિજ્ઞાનનાં યથાર્થ માતપિતા—કાર્યકારણના સત્ય અને નિત્ય સંબંધની સમજ—શું આ અભાગી પૂર્વ દેશમાં કોઇને પણ નહોતી ? અને આ તત્ત્વજ્ઞાનના પ્રચારનો પ્રયત્ન જો પશ્ચિમમાંથી આયાત ન કરી શકીએ તો આપણા નસીબમાં મારણ ઉચ્ચાટનના મંત્રતંત્ર સિવાય બીજું કંઈ પણ રહેતું નથી ? પશ્ચિમની વિદ્યાના ઘણા ફાયદા હોઈ શકે છે, પરંતુ એ વિદ્યા જો આપણા પોતાના ઉપર માત્ર અશ્રદ્ધા જ ઉત્પન્ન કરતી હોય, આપણાં જ્ઞાન, આપણો ધર્મ, આપણા સમાજ-સંસ્કાર, આપણાં વિદ્યાબુદ્ધિ તમામ તરફ જો એ માત્ર અશ્રદ્ધા જ પેદા કરતી હોય, તો લોભી મન કરી પશ્ચિમના શુદ્ધાચાર્યની સામે આપણે નજર ન માંડી રહીએ એ જ સારું છે.

વસ્તુતઃ આ જ નાસ્તિકતા છે. મેં પહેલાં જ કહ્યું છે કે જે શિક્ષણથી માણસ ખરેખરો માણસ બની શકે તે—અરે, એ લોકોની મનુષ્યત્વની જે

કલ્પના છે તે પણ તેમણે આપણને આપી નથી, આપવાના નથી, અને મને ખાતરી છે કે આપી શકે એમ પણ નથી. આ લાંબા કાળના પશ્ચિમના સંસર્ગથી પણ આપણે કેવા બની ગયા છીએ, માત્ર એ હકીકત જ શું આ સંબંધમાં પૂરતું પ્રમાણ નથી ?

આપણે માત્ર આ શિક્ષણ પામ્યા છીએ—દરેક બાબતમાં પોતાની અવજ્ઞા કરતાં શીખ્યા છીએ અને એમનું જે કંઈ છે તે બધા પર આપણામાં ઊંડી શ્રદ્ધા પેદા થઈ ગઈ છે. અને એમનું અંદરનું દ્વાર એવું બંધ છે એથી જ આજે આપણી અવનતિ પણ આટલી ભયંકર છે. એ જાણવાનો તો રસ્તો નથી, એટલે માત્ર એમની બહારની ટાપટીપ જોઈ એક તરફ પોતાની ઉપર જેમ ઘૃણા ભરાઈ જાય છે તેમ બીજી તરફ તેમની તરફ પણ ભક્તિનો આવેગ એકદમ સોગણો ઊછળી આવે છે.

તેથી, એક દિવસ આપણા દેશના કેટલાક માણસોએ વગર વિચારે એવું નક્કી કરી નાખ્યું હતું કે બરાબર એમના જેવા થયા વગર આપણો ઉદ્ધાર નથી ! એમનામાં જાતિભેદ નથી, માટે આપણે તેનો નાશ કરવો જોઇએ, એમનામાં સ્ત્રીસ્વાતંત્ર્ય છે, એટલે આપણે તે વગર નહિ ચાલે, એ લોકોને ખાવાપીવામાં આચારવિચારનો બાધ નથી, એટલે આપણે પણ એવો બાધ કાઢી નાખ્યા વગર ચાલવાનું નથી, એમનામાં મંદિર નથી,—એટલે આપણે પણ દેવળ ઊભું કરવું જોઇએ, એ લોકો પગાર આપી ધર્મપ્રચારકો રાખે છે એટલે આપણે પણ એવું કરવાની જરૂર છે—વગેરે વગેરે ! માત્ર શરીરની ચામડી બદલવાની યુક્તિ એમને જડી નથી, નહિ તો આજે તેમને ઓળખી પણ શકાત નહિ !

તેમ છતાં હું એના ગુણદોષનો વિચાર નથી કરતો, હું તો સરળ ભાવે કહું છું, કોઈ પણ મંડળ કે કોઈ પણ વ્યક્તિ પર આક્રમણ કરવાનું મને લેશમાત્રે મન નથી; હું તો માત્ર એમની mentality—મનોદશા જ તમારી આગળ પ્રત્યક્ષ કરવા ઇચ્છું છું. વિદેશ પ્રત્યેનો આ અકૃત્રિમ અનુરાગ, અને સ્વદેશ પ્રત્યેનો દારૂણ વિરાગ, એમનો અંદરનો રસ્તો સદા

બંધ હોવાને લીધે જ સંભવિત બન્યો હતો. તેથી એમના સંસર્ગમાં જેઓ આવ્યા હતા, તેમની નજરે એમનો બહારનો મોહ એવો ચોંટી ગયો હતો કે પલકમાં એ તત્ત્વ એમને દેખાઈ ગયું કે બહારથી જે કંઈ દેખાય છે તેટલાની જ આબેહૂબ નકલ કરીએ તો, અમે પણ એકદમ સુધરી જઈ એમના અંતરના પંક્તિભોજનમાં હારોહાર બેસી શકીએ છીએ. જગતમાં જે કંઈ અજ્ઞાત છે, ગુપ્ત છે, જેની અંદર પ્રવેશવાનો માર્ગ નથી, તેની તરફ બહારના માણસોનું આકર્ષણ બેહદ રહે છે. તેથી ખરેખરા મનુષ્ય થવાનો જીવતો મંત્ર કેવળ એમના આ નિગૂઢ મર્મસ્થાનમાં જ છુપાયેલો છે, કોઈ રીતે એનો પત્તો મેળવ્યા વગર અમારો મનુષ્યજન્મ સાર્થક કરવાનો બીજો ઉપાય નથી એ વાત તેમને સ્વતઃસિદ્ધની પેઠે માની લેતાં ક્યાંય લેશમાત્ર પણ હરકત આવતી નથી. આ ભ્રમ આંખો ઉઘાડીને જોવાનો દિવસ આજે આવ્યો છે.

હકીકતમાં, શિક્ષણનો વિરોધ અહીં છે. તે માત્ર દેહના ગઠનમાં નથી, પણ અંતરના આત્મામાં છે. શિક્ષણ પદ્ધતિ વિષે અત્યારે લાંબા લાંબા વાદવિવાદો ચાલી રહ્યા છે કે આ લોકોનું શિક્ષણ ખૂબ ખર્ચાળ છે, આવી મોટી મોટી ઇમારતોનું શું કામ છે? વીજળીના પંખાની શી જરૂર છે? ટેબલખુરશીનું આપણે શું કામ છે?—કાઢી મૂકો ભારે પગારના વિલાયતી પ્રોફેસરને, એનું ખરચ પૂરું કરવામાં જ દેશનાં માબાપ ધાંધાં બની ગયાં,—વગેરે વગેરે.

આમાંનું કંઈ જ જૂઠું નથી, પરંતુ એ પણ મને, જ્યારે હું પશ્ચિમ અને પૂર્વના શિક્ષણનું ઘર્ષણ ચોક્કસ ક્યાં થાય છે તેનો વિચાર કરું છું ત્યારે તુચ્છ લાગે છે. એમના સાચેસાચા મિલનમાં યથાર્થ અંતરાય ક્યાં છે? આ શું માત્ર થોડોક સરસામાન બદલાવવાથી પતી જાય એવું છે? ટેબલ-ખુરશીને બદલે લાંબી લાંબી સાદડીઓ પાથરવાથી, વીજળીના પંખાને બદલે તાડપંખા લાવવાથી, અથવા તો ભારે પગારના પ્રોફેસરને બદલે ઓછા પગારનો દેશી અધ્યાપક લાવી દેવાથી, અથવા બહુ તો વિદેશી ભાષાના માધ્યમ

(medium)ને બદલે સ્વદેશી ભાષામાં લેક્ચરો કરવાનો કાયદો કરવાથી જ દુઃખ દૂર થઈ જાય તેમ છે ?

જ્યાં લગી શિક્ષણની એવી વ્યવસ્થા ન થાય કે જેથી દેશનું બહિર્મુખ, અને શ્રદ્ધા ખોઈ બેઠેલું મન ફરી પાછું અંતર્મુખ અને આત્મશ્રદ્ધાળુ બને ત્યાંલગી દુઃખ કદી ટળવાનું નથી. મનનું મિલન કહો કે શિક્ષણનું મિલન કહો, એ માત્ર સરખેસરખામાં શ્રદ્ધાની આપલેથી શક્ય બને છે. આમ કંગાળની પેઠે, ભિખારીની પેઠે કશું જ થવાનું નથી. થશે તો પણ એ માત્ર કામચલાઉ બાંધછોડ હશે,—એથી કલ્યાણ નથી, ગૌરવ નથી, દેશને એથી માત્ર હીનતા અને લાંછના જ મળશે, મનુષ્યત્વ કદી નહિ મળે.

કહેવા ખાતર હું આ બધું નથી કહેતો,—ઉશ્કેરણીભર્યું આ સ્વદેશી લેક્ચર નથી,—ખરેખર જ જે હું સત્ય માનું છું તે જ હું તમારી આગળ કહી રહ્યો છું. એક પ્રકારનું શિક્ષણ એવું છે જે માણસ કેવળ માત્ર વ્યક્તિગત સુખ અને સગવડની ખાતર મેળવવા ઇચ્છે છે. એ મનોદશાને લીધે આપણા દેશમાં અંગ્રેજી ભાષા સાહેબની પેઠે બોલવી એને જ કોઈ કોઈ પરમ ઉન્નતિ સમજે છે, અને આ જ મનોદશાથી જરા ઊતરતી કક્ષાના માણસો વહાણમાં અને રેલગાડીમાં સાહેબી પોશાક પહેર્યા સિવાય પગ દેવા ઇચ્છતા નથી. અને આ વસ્તુ એવી ઇતર, અને એવી ક્ષુદ્ર છે કે એ કેમ બને છે, અને એનો શો ઉદ્દેશ છે એની ચર્ચા કરતાં પણ તિરસ્કાર થાય છે. પરંતુ મને ખાતરી છે કે આ છદ્મવેશની હીનતા, આ પોતાની આગળ પોતાને છુપાવવાનું પાપ, અને ઊંડી શરમ તમે સૌ સહેજે સમજી શકશો. અને પ્રસંગવશાત્ આ વાત મેં કેમ ઉપસ્થિત કરી એ પણ સમજી લેતાં તમને વાર નહિ લાગે.

અહીંયાં જાપાનની વાત યાદ કરી કોઈ પૂછશે, જો આ સાચું હોય તો જાપાન આજે આટલું આગળ વધી ગયું કયા બળે ? એનો ચાલીસ પચાસ વરસ પહેલાંનો ઇતિહાસ જરા વિચારી જુઓ !

મેં વિચારી જોયો છે. પશ્ચિમના શુક્રાચાર્યના શિષ્યત્વના જોરથી જ જો એ આજે મહાન બની ગયો હોય તો મારે કહેવું જોઇએ કે એની

મહત્તા પણ આપણે એ શુક્રાચાર્યની માપપટીથી જ માપી રહ્યા છીએ. પરંતુ માનવતા–વિકાસનો શું એ સિવાય બીજો માનદંડ નથી ? દેશના જીવનમાં શું આ બસોપાંચસો વરસની ઘટના જ એનો સંપૂર્ણ ઇતિહાસ છે ?

હું જાપાનનો ઇતિહાસ નથી જાણતો. એનું શું હતું, અને શું થયું છે એ વિષે હું અજ્ઞ છું, પરંતુ આ એની પાર્થિવ ઉન્નતિના મૂળમાં, જો પશ્ચિમની સભ્યતાના ચરણમાં તેણે આત્મસમર્પણ કર્યાની સૂચના જ હોય, તો ચીસો પાડી આનંદ કોલાહલ કરવાનું કંઈ મોટું કારણ નથી દેખાતું. અને એવો કમનસીબ દિવસ જો કદી પણ ભારતના નસીબમાં આવે,—કે એ પોતાના ગત જીવનની તમામ tradition ભૂલી જઈ એટલું બધું ઉન્નત બની જાય, કે એક કાળી ચામડી સિવાય પશ્ચિમમાં ને એમાં કંઈ જ ફેર ન રહે, તો ભારતનો ભાગ્યવિધાતા માથા પર બેઠો બેઠો તે દિવસે હસશે કે પોતાના માથાના વાળ તોડવા લાગશે એ કહેવું મુશ્કેલ છે.

કોઈ પણ મહાન ચીજ કદી પણ પોતાના ભૂતકાળ પ્રત્યે અશ્રદ્ધાળુ બની, પોતાની શક્તિ પ્રત્યેનો વિશ્વાસ ગુમાવી દેવાથી, કદી સિદ્ધ થતી નથી,—થવાનો સંભવ જ નથી. એ લોકોની જે વિદ્યા તરફ આપણને આટલો બધો મોહ છે, તે તેમના માથે હાથ ફેરવીને શીખી લઇએ કે પછી એમના પગે માલીશ કરીને પ્રાપ્ત કરીએ, પણ જો એની ઉત્પત્તિ દેશની પ્રતિભાની અંદરથી નહિ થઈ હોય, જો એનું મૂળ પ્રજાના ભૂતકાળના મર્મસ્થળને ભેદીને નહિ ફૂટેલું હોય તો એનું ફળ અત્યંત અલ્પજીવી છે. એ વૃક્ષની શાખા, ફૂલ સુદ્ધાં, પછી રૂપે રંગે ને ગંધે એ ગમે તેવી કીમતી હોય તોપણ એક દિવસ સુકાઈ જ જશે, સુકાઈ જ જશે, કોઈ જ યુક્તિ તેને ટકાવી રાખી શકશે નહિ.

એ સત્ય આજે આપણે બરાબર સમજી લેવાનો વખત આવ્યો છે કે છેતરી પટાવીને હો કે ખુંચવી પડાવીને હો, પણ અનેક દેશોમાંથી ખેંચી લાવી ભેગું કરવું એ જ દેશની સંપત્તિ નથી. ખરેખરી સંપત્તિ દેશના પ્રયોજનમાંથી જ ઉત્પન્ન થઈ આવે છે. તે સિવાયનું જે હોય ને માત્ર

ાર છે, માત્ર કચરો છે. પારકાનું જોઇને આપણે પણ એ ઐશ્વર્ય તરફ ાભી ના બની બેસીએ તો સારું. આપણા જ્ઞાને, આપણા ભુતકાળે આપણને મા જ શિક્ષણ આપ્યું હતું, આજે બીજાના શિક્ષણના મોહે જો આપણે ોતાના શિક્ષણને ત્યાજ્ય સમજી બેસીએ તો એ આપણું પરમ દુર્ભાગ્ય . રસ્તા પર થઇને વાયુવેગે, દોડી જતી આ ટ્રામ, આ મોટર ઘેરેઘેર રતો વીજળીનો પંખો, શહેરમાં અનાદિ અને અનંત લાગતી પ્રકાશની હાર, મા સેંકડો હજારો વિદેશી સભ્યતાનાં ચિહનો વિદેશમાંથી વહી લાવી ભેગાં ર્યાં છે, એમાંથી કંઇ પણ શું આપણી ખરેખરી સંપત્તિ છે? ગયા હાયુદ્ધના દિવસોની પેઠે ફરી જો કોક દિવસ એના આગમનનું મૂળ સુકાઇ ાય તો જાદુની પેઠે એ બધાનું અસ્તિત્વ આ દેશમાંથી ગુમ થઇ જતાં ાર નહિ લાગે. આ બધું આપણે ઉત્પન્ન કર્યું નથી, કરી પણ શકતા નથી. મે બધું પારકાની પાસેથી ઊંચકી આણેલું છે. આજે એ બધા વગર આપણને હિ ચાલે, પણ એમાંનું કંઇપણ આપણા યથાર્થ પ્રયોજનમાંથી ઉત્પન્ન થયેલું થી. આ દેખાદેખી પ્રયોજન છે, એ જો આપણે પૂરું ન પાડી શકીએ, ગર છોડી પણ ન શકીએ, તો દુષ્ટ ક્ષુધાની પેઠે એ માત્ર આપણને એક રફથી પ્રલુબ્ધ કરશે અને બીજી તરફથી પીડા કરશે. પરંતુ પશ્ચિમે એની ત્પત્તિ કરી છે પોતાની ગરજમાંથી. એ લોકોની સભ્યતાને એના વગર ચાલે મ જ નથી. મોટાં મોટાં મનવારી જહાજો, ગોળા–તોપો–બંદૂકો, ગૅસના ળ, હવાઇ જહાજો, ને સબમરીનો, એ બધુંયે એ લોકોની સભ્યતાનાં ંગ પ્રત્યંગ છે; એટલે એમાંનું એકે એમને બોજારૂપ થતું નથી, તેથી મે બધાનું પરિણામ, એ બધાનું રોજરોજ થતું નવું સ્વરૂપ દેશની પ્રતિભાની ંદરથી જ પ્રકટ થતું હોય છે. દૂર રહ્યા રહ્યા આપણને એનો લોભ થાય. દ્દન બિનજોખમી એરોપ્લેનનો સરસામાન પણ આપણે ખરીદી લાવી કીએ છીએ, પરંતુ વેપારી જહાજ કહો કે મોટરગાડી કહો, પણ જ્યાં ગી એ દેશની જરૂરિયાતમાંથી, દેશમાં, દેશની ચીજોમાંથી જ ઉત્પન્ન ન થાય, યાં લગી ગમે તેટલી મહેનતે, ગમે તેટલા રૂપિયા ખર્ચીને તે લાવીએ ાપણ તે આપણી સાચી સમૃદ્ધિ બનતું નથી. તેથી મેનચેસ્ટરનું બારીક

કાપડ, ગ્લાસગોની લિનેન અને મસલીન, સ્કૉટલેન્ડનું ઊનનું ગરમ કાપડ—એ આપણી ગમે તેટલી ટાઢ ઉડાડે અને દેહના સૌન્દર્યની વૃદ્ધિ કરે તોપણ એમાંનું કંઈપણ આપણી સાચેસાચી સમૃદ્ધિ નથી—માત્ર કચરો છે.

પરંતુ હું જરા મૂળ મુદ્દાથી દૂર ચાલ્યો ગયો છું. હું કહેતો હતો કે માણસ સાચેસાચું પ્રયોજન ઊભું થાય તો જ ઉત્પત્તિ કરી શકે છે, અને ઉત્પન્ન કર્યા સિવાય તે કદીપણ ખરેખરી સમૃદ્ધિ પામતો પણ નથી. પરંતુ પારકાની પાસેથી શીખીને માણસો બહુ બહુ તો એટલું જ તૈયાર કરી શકે. પરંતુ એથી વધારે તેઓ ઉત્પન્ન કરી શકે નહિ. ઉત્પન્ન કરવાની પણ શક્તિ છે, એ દેખાતી નથી,—પશ્ચિમનાં બારણે ઊભા રહેવાથી પણ નહિ. આ શક્તિનો આધાર આત્મશ્રદ્ધા-આત્મનિર્ભરતા પર છે. પરંતુ જે શિક્ષણ આપણને આત્મશ્રદ્ધાળુ થવા દેતું નથી, ભૂતકાળની ગૌરવગાથાઓ ભૂંસી જે આત્મસન્માન ઉપર સતત આઘાત કર્યા કરે છે, કાનમાં હરહમેશ માત્ર એવું જ સંભળાવ્યાં કરે છે કે આપણા પિતાપિતામહો માત્ર ભુવા, મંત્રતંત્ર અને જોષીઓમાં જ ગુંથાયેલા રહેતા, નહોતું તેમનામાં કાર્યકારણનું સમ્યક્ જ્ઞાન કે નહોતી તેમને વિશ્વજગતના અબાધિત નિયમની સમજ,—અને તેથી જ આપણી આ દુર્દશા છે, તો એ શિક્ષણમાં ગમે તેટલી મજા હોય તોપણ એની સાથે છૂટથી હળવુંમળવું જરા જોઈ વિચારીને કરવાની જરૂર છે.

પશ્ચિમની સભ્યતાના આદર્શમાં, માણસોની હત્યા કરવાના સેંકડો કરોડો મંત્રતંત્ર છે, પારકા દેશના મુખમાંથી કોળિયો ખુંચવી લેવાની એથી યે વધારે યુક્તિપ્રયુક્તિઓ છે; એ બધુંયે એનું પ્રયોજન હોવાથી એની અંદર પેદા થયેલું છે.—પરંતુ એ બધું યે આપણા દેશની સભ્યતાના આદર્શમાં જરૂરી છે કે કેમ તે હું જાણતો નથી.

પરંતુ કવિ કહે છે, કે એ લોકોએ આ બધું મહાન કાર્ય નક્કી કોઈ સત્યતાના જોરે કરેલું છે. એટલે એ સત્ય આપણે શીખી લેવું જ જોઇએ, કારણ કે એમની વિદ્યા સત્ય છે. અને બીજી જ ક્ષણે તેઓ કહે છે: પરંતુ એમની પાસે એકલી વિદ્યા જ નથી, વિદ્યાની સાથે સાથે શયતાની પણ છે, એટલે શયતાનીને લીધે જ એમનું મરણ છે.

બનવાજોગ છે. પરંતુ જે લોકોએ માત્ર મારણઉચ્ચાટન વિદ્યા શીખી મંત્ર ભણવાનું શરૂ કર્યું છે, તેમનું શું સત્ય છે, ને શું શયતાની છે એનો નિર્ણય કરવો કઠણ છે. કવિ આપણાં મુખમાં એક વાત ઘુસાડી દઈ કહે છેઃ

"આ જ વાત અમે ફરી ફરીને કહી રહ્યા છીએ. ભેદબુદ્ધિ જેમની (એટલે પશ્ચિમની) આટલી ઉગ્ર છે, આખી દુનિયાને તાલ ઠોકી એક કોળિયે હોઈયાં કરવાના જેમના લોભે આટલું બધું મોં ફાડ્યું છે, તેમની સાથે આપણો કંઈ જ વ્યવહાર નહિ ચાલી શકે. કારણ કે એ લોકો આધ્યાત્મિક નથી, આપણે આધ્યાત્મિક છીએ. એ લોકો અવિદ્યાને જ માને છે, આપણે વિદ્યાને. આવી પરિસ્થિતિમાં, એમનાં તમામ શિક્ષણ ને ઉપદેશનો ખાસ કરીને ત્યાગ કરવો જોઈએ."

આવું જો કોઈ કહેતું હોય તો પણ એણે બહુ મોટો અન્યાય કર્યો છે એવું મને નથી લાગતું. Physics અને Chemistry હિંદુ છે કે મ્લેચ્છ એવું કોઈ કહેતું નથી. વિદ્યાને નાતજાત નથી એ વાત સાચી, પરંતુ એથી કરીને Cultureને પણ નાતજાત નથી એ વાત બિલકુલ સાચી નથી. અને એ લોકોના શિક્ષણનો જો ઝેરની પેઠે ત્યાગ કરવાનું પણ કોઈ કહેતું હોય, તો તે માત્ર આને જ લીધે, વિદ્યાને લીધે નહિ. અને એવું જો નક્કી થાય કે એ લોકો માત્ર અવિદ્યાને માને છે, અને આપણે વિદ્યાને માનીએ છીએ, તો એ બેના સમન્વયનો ઉપાય ચોપડીઓમાં ને નિબંધોમાં, શ્લોક ટાંકી ટાંકીને બતાવી પણ શકાય, પરંતુ એમાંથી એક બીજાને હોઈયાં ન કરી જાય ત્યાં લગી વાસ્તવ જગતમાં કેવી રીતે સમન્વય થઈ શકે તે હું નથી જાણતો. જેઓનું ગળું ગળી જવા જેવું મોટું છે તેઓ ગળવાના જ,—મનુ કે ઉપનિષદ્‌ની દોહાઈ તેઓ નહિ માને. આજલગી તો નથી માની એમાં સંશય નહિ.

પશ્ચિમમાં આવો મોટો લંકાકાંડ થઈ ગયો, તે પછી પણ એ પૂછડી પર એક પર એક સંધિપત્રોના તેલભીના કાગળો વીંટાળવાનું ચાલી રહ્યું છે,

અને આટલા માર પછી પણ એની નાડી જોરથી ચાલે છે એમાં નવાઈ પામવા જેવું શું છે ? આ મહા યુદ્ધ જેમણે ખરેખરું જમાવ્યું હતું તે બંનેય પક્ષો ખૂબ સ્વસ્થ શરીરે અને અફલાતુન તબિયતમાં જીવતા છે. જે મરવાના હતા તેઓ મરી ગયા. અને ફરી જો જરૂર પડશે તો એમને જ પાછા મરવા માટે ભેગા કરી શકાશે.

એટલે એમનામાંથી આજે જો કોઈ શોકાકુલ ચિત્તે કવિને પ્રશ્ન કરતું હોય કે ભારતની વાણી કયાં છે ? તો સંદેહ થાય છે કે વખતે એ કંઈક ગમત કરી રહ્યો હશે ! અને એથી કરીને, એમને નિમંત્રણ કરી ઘરમાં બોલાવી લાવી ખાનગીમાં મા ગૃધઃ નો મંત્ર આપી વશ કરી શકાય એવી શ્રદ્ધા કવિમાં હોય તોપણ મારામાં નથી. કારણકે વાઘના કાનમાં ‘વિષ્ણુ-મંત્ર’ ફૂંકવાથી એ વૈષ્ણવ થાય કે નહિ તે મારી સમજમાં ઊતરતું નથી.

બીજી પણ એક વાત છે. પશ્ચિમની સભ્યતાનો એક ખાસ મૂલમંત્ર છે Standard of living—જીવનનું ધોરણ ઊંચું કરવાનો. આપણા દેશની મૂલ નીતિમાં ને એમાં કેટલો ભેદ છે એની ચર્ચા કરવા માટે હું લાયક નથી, પરંતુ એમની સમાજનીતિનો જે અર્થ ( interpretation ) થાય છે તે પ્રમાણે એનો અર્થ પૈસાદાર થવું એવો થાય છે. એમની સામાજિક વ્યવસ્થા, એમની સભ્યતા, એમનાં ધનવિજ્ઞાન,—એની સાથે જેને થોડો પણ પરિચય હશે એ આ વાતની ના નહિ પાડે.

આ પૈસાદાર થવાનો અર્થ માત્ર સંગ્રહ જ કરવો એવો નથી ! સાથે સાથે પડોશીને પણ સાવ ધનહીન કરી દેવાનો પણ એનો હેતુ છે. નહિતો, પોતે પૈસાદાર થવાનો કંઈજ અર્થ રહેતો નથી ! એટલે કોઈ એક મહા દેશ જો પોતે પૈસાદાર જ થવા ઇચ્છતો હોય તો બીજા દેશોને તે એટલા જ પ્રમાણમાં દરિદ્ર બનાવ્યા વગર થઈ શકતો નથી. એટલે આ એક વસ્તુ હમેશાં મનમાં રાખવાથી મુશ્કેલ સમસ્યાનો આપોઆપ ઉકેલ થઈ જાય છે. આ તેના હાડમાંસ સાથે જડાયેલા સંસ્કાર છે, આ તેની બધી સભ્યતાનો

પાયો છે, આની ઉપર જ તેની વિરાટ ઈમારત ગગનચુંબી બની ઊભેલી
આ જ હેતુથી એનું તમામ શિક્ષણ અને તમામ સાધનો યોજાયેલાં છે.

આજે આપણા કહેવાથી, આપણું ઋષિવચન સાંભળી એ શું પોતા
આખા Civilization (સંસ્કૃતિ)નો પાયો હલાવી નાખશે? આપ
સોબતમાં તેના ઘણા યુગ વીતી ગયા, પરંતુ આપણી સભ્યતાની આં
સરખી એણે કદી પોતાના શરીરને લાગવા દીધી નથી. તેણે પોતાને એ
સાવધ, એવો સ્વતંત્ર અને એવો અલગ રાખ્યો છે કે કદી એનો પડછાં
પણ પડવા દીધો નથી.

આ દીર્ઘ સમય દરમિયાન, આ દેશના રાજાના માથા પરના કોહીનૂર
માંડી પાતાળને તળિયે પડેલા કોલસા સુધી, તમામે તમામ પદાર્થ પર એ
નજર રહી છે, કંઈ જ એની નજર બહાર નથી રહ્યું. આ સમજાય
કારણકે આ જ એનું સત્ય છે; આ જ એની સભ્યતાનું મૂળ છે. એ દ્વારા
તે એના સમાજદેહની સંપૂર્ણ સભ્યતાના રસનું શોષણ કરે છે, પરંતુ આ
ખામુખા જો એ ભારતની આધિભૌતિક સત્ય વસ્તુને બદલે ભારતની આધ્યાત્મિ
તત્ત્વપદાર્થની inquiry—તલાશ કરતો હોય તો એથી ખુશ થવું
ખબરદાર થવું—એ ચિંતાનો વિષય છે.

યુરોપ અને ભારતના શિક્ષણનો વિરોધ ખરેખરો અહીંયાં છે,—
આ મૂળમાં છે. આપણું ઋષિવચન ગમે તેટલું સાચું હોય તો પણ લો
નહિ સ્વીકારે, કારણકે એની એમને જરૂર નથી. એ એમની સભ્યતા
વિરોધી છે. અને તેમનું શિક્ષણ એ લોકો આપણને નહિ આપે—સાંભળ
આ ખરાબ લાગે છે, પણ સાચું છે. અને થોડું ઘણું આપે તોપણ
ભીખમાં મળેલું છે તે ન લેવું જ સાચું છે. બાકીનું જે આપણી સભ્યતા
અનુકૂળ ન હોય, તે માત્ર નકામું જ નહિ, પણ કચરો છે. તેમની પે
આપણે જો બીજાનો નાશ કરવા ઇચ્છતા હોઈએ, પારકાના મોંમાંથી અ
ખેંચી લઈ પેટ ભરવું એને જ જો આપણે ખરેખરી સભ્યતા ન માન
હોઇએ તો એ મારણમંત્ર ગમે તેટલો સાચો હોય તો પણ એના તર

લોભ ન કરવો જ સાચો છે.

હવે એ શબ્દો કહીને હું આ પ્રબંધ બંધ કરીશ. સમયને અભાવે ઘણી બાબતો કહેવાની રહી ગઈ છે,—પરંતુ વિષયની બહાર જઈને પણ એટલું કહ્યા વગર રહી શકતો નથી કે વિદ્યા અને વિદ્યાલય એક વસ્તુ નથી; શિક્ષણ અને શિક્ષણપ્રણાલિ એ બંને અલગ બાબતો છે. એટલે કોઈ એકનો ત્યાગ કરવાથી જ બીજાથી પ્રાપ્તિ થતી નથી. એમ પણ હોઈ શકે કે વિદ્યાલયનો ત્યાગ કરવો એ જ વિદ્યાપ્રાપ્તિનો રાજમાર્ગ હોય. ઉપલક દૃષ્ટિએ આ વાત ઊંધી લાગે તોપણ એ સાચી હોવાનું અસંભવિત નથી. તેલ અને પાણી ભળતાં નથી, એ બંને પદાર્થો એકબીજાથી ઊલટા છે, તોપણ તેલ બાળવા માટે જે માણસ તેમાં પાણી નાખે છે તે ફક્ત તેલને જ પૂરેપુરું બાળી નાખવા માટે તેમ કરે છે. જેઓ આ તત્ત્વ નથી જાણતા તેમણે જરા ધીરજ રાખવાથી ફાયદો છે.

---

* ૧૩૨૮ માં 'ગૌડીય સર્વવિદ્યા આયતન' મ વાંચેલો નિબંધ. [ઇ. સ. ૧૯૨૧]

# 'દેશબંધુ'નાં સંસ્મરણો

**મ**ને લાગે છે કે પરાધીન દેશનો સૌથી મોટો શાપ એ છે કે એણે સ્વાતંત્ર્યસંગ્રામમાં વિદેશીઓના કરતાં પોતાના જ દેશના લોકોની સાથે વધારે લડવું પડે છે. એ લડાઈની આવશ્યકતા જે દિવસે ખતમ થાય છે તે જ દિવસે ગુલામીની બેડીઓ આપોઆપ ખરી પડે છે. પરંતુ એ આવશ્યકતા તો ખતમ ન થઈ, અને દેશબંધુએ દેહત્યાગ કર્યો. ઘરમાં ને ઘરબહાર સતત યુદ્ધ કરવાનો મહા ભાર તેમનો, ઘવાયેલો, અતિ થાકેલો દેહ વધારે સહી શક્યો નહિ.

આજે ચારે કોર રોકકળ મચી રહી છે; આવી ભયંકર રોકકળની જ જરૂર હતી.

તેમનું આયુષ્ય ઝડપથી પૂરું થવા આવી રહ્યું છે એની અમને પણ ખબર હતી, અને તેમને પોતાને પણ ખબર હતી.

તે દિવસે પટણા જતા પહેલાં તેમણે મને બોલાવ્યો હતો. તેઓ પથારીવશ હતા. હું પાસે ગયો એટલે મને બેસવાનું કહ્યું: 'હવે ખતમ, શરદ બાબુ!'

મેં કહ્યું: 'આપ તો સ્વરાજ નજરે જોઇને જવાનું કહેતા હતાને?' પળવાર ચૂપ રહી તે બોલ્યા: 'એનો હવે વખત રહ્યો નથી.'

તેઓ જ્યારે જેલમાં હતા ત્યારે કેટલાક લોકો જેલની દિવાલને પગે લાગતા હતા. પૂછતાં એ લોકો કહેતા હતા કે 'આપણા દેશબંધુ આ જેલમાં છે, એમનાં દર્શન તો થઈ શકતાં નથી એટલે અમે જેલની દિવાલને પગે લાગીએ છીએ.'

આ વાત તેમણે સાંભળી હતી. મેં તે યાદ કરાવી કહ્યું: એ લોકો તમને કેમ છોડશે?

તેમની આંખો છલછલ ઉભરાઈ આવી. થોડીક વારમાં સ્વસ્થતા પ્રાપ્ત કરી લઈ તેમણે બીજી વાત કાઢી.

વીસેક મિનિટ પછી દાક્તર દાસગુપ્તે ઓરડાના ખૂણામાંથી મારી જાડી લાકડી લાવી મારા હાથમાં મૂકી. એ જોઈ તેઓ હસીને બોલ્યા: 'આ ઇશારો સમજી ગયા ને શરદ્ બાબુ? આ લોકો આપણુને બે ઘડી વાતચીત પણ નહિ કરને દે.'

વાતચીત કરવાની પછી અમને તક મળી નહિ.

લોકો કહે છે કે આવો મોટો દાતા, ને આવો મોટો ત્યાગી બીજો કોઈ જોયો નથી. દાન હાથ લાંબો કરીને લઈ શકાય છે, ત્યાગ નજરે જોઈ શકાય છે, એ એમ સહેજે કોઈની નજર બહાર રહી શકતું નથી. પરંતુ હૃદયનો નિગૂઢ વૈરાગ્ય? ખરેખર, સર્વ કર્મો કરતો છતાં આવો મોટો વૈરાગી મેં બીજો કોઈ જોયો નથી. ઐશ્વર્યની જેને પડી નહોતી, ધનસંપત્તિનું કંઈજ મૂલ્ય જેને કદી સમજાયું નથી, તે બે ય હાથે ધન નહિ ઉડાવે તો ઉડાવશે કોણ?

એક દિવસ મને એમણે કહ્યું હતું કે લોકો સમજે છે કે મેં એક વ્યક્તિવિશેષના પ્રભાવમાં અંજાઈ ન છૂટકે પ્રેકટિસ છોડી દીધી છે. પણ

એમને ખબર નથી કે એ મારી ઘણા દિવસની પ્રબળ વાસના હતી. ત્યાગ માટે મારે માત્ર ત્યાગના બહાનાની જ જરૂર હતી. થોડાક રૂપિયા હાથમાં રાખવાની ઇચ્છા તો હતી, પરંતુ ભગવાનની જ જો એવી ઇચ્છા નથી, તો જે છે એ જ મારે સારૂં છે.

પરંતુ આ વિરાટ ત્યાગના ગુપ્ત ભીતરમાં બીજું એક જણ છે— વાસંતીદેવી. એક દિવસ ઉર્મિલાદેવીએ મને કહ્યું હતું, કે દાદા આવું મોટું કાર્ય કરી રહ્યા છે તેમાં એક બીજી વ્યક્તિનો પણ હાથ મૂંગો મૂંગો કામ કરી રહ્યો છે; અને તે અમારાં વહુ છે. તે ન હોત તો દાદા શું ને કેટલું કરી શકત એ વિષે મને ખૂબ સંશય છે. બાકી અસહકારની શરૂઆતથી જ તો બધાએ એ જોયું છે, પરંતુ એ તમામની પાછળ આવી નિરાડંબર શાંત દઢતા, આવું ધૈર્ય, આવું સદા-પ્રસન્ન સ્નિગ્ધ માધુર્ય બીજે કયાંયે મેં જોયું નથી. પથારીવશ પતિને તે દિવસે છેલછેલ્લા ધારાસભામાં પણ તેમણે જ મોકલ્યા હતા. ડાકટરોને બોલાવી જણાવી દીધું હતું કે ગાડી લાવો, કે સ્ટ્રેચર લાવો, ગમે તે કોઈ વ્યવસ્થા કરી આપો. એમણે નિશ્ચય જ કર્યો છે એટલે પૃથ્વી પરની કોઈ પણ શક્તિ એમને રોકવાને સમર્થ નથી. ચાલીને જવાની પણ એ કોશિશ કર્યા વગર નહિ રહે, અને તે વખતે તમે તેમને રસ્તા વચ્ચે જ ખોઈ બેસશો.

પરંતુ પોતે સાથે ન જઈ શકયાં એટલે આખો દિવસ રસ્તા ભણી જોતાં બેસી રહ્યાં હતાં: અંગ્રેજીમાં જેને scene create—દેખાવ ઊભો કરવાનું કહે છે એની એમને સૌથી વધારે બીક હતી. લોકોની નજર પોતાની ભણી ખેંચાય છે એ કલ્પના માત્રથી જ તેમને ખૂબ સંકોચ થઈ આવે છે. આજે એની જ હિંદુસ્તાનમાં સૌથી વધારે જરૂર છે. ધેરે ધેરે જ્યાંલગી આવી સાધ્વીઓ, આવી લક્ષ્મીઓ જન્મ ગ્રહણ નહિ કરે, ત્યાંલગી દેશની મુક્તિની આશા દૂર દૂર છે.

આજે ચિત્તરંજનના પ્રકાશથી બંગાળાનું આકાશ પ્રકાશિત થઈ ગયું છે. પરંતુ દીવાનો જે અંશ શિખારૂપે લોકોની નજરે પડે છે, તેટલો જ ભાગ તેના જ્વલનનો સંપૂર્ણ ઇતિહાસ નથી. તેથી મને થાય છે કે સંન્યાસી

ચિત્તરંજનને શૂન્યહસ્ત બનાવી દેવામાં પણ જેમ ભગવાને વાર લગાડી નથી, તેમ જ્યારે તેમણે તેને આપ્યું હતું ત્યારે કૃપણુતા પણ બતાવી નહોતી.

મહાસમિતિ (A. I. C. C)ની સભામાં ક્યાંક દૂર જવાની જરૂર ઊભી થતી, કે મારું એવું કમનસીબ હતું કે બરાબર એ વખતે જ મને કંઈ ને કંઈ અસુખ થઈ આવતું.

એક વખત દિલ્હી જવાના આગલે દિવસે દેશબંધુએ મને બોલાવી કહ્યું: 'કાલે તમારી સાથે ઊર્મિલા આવવાની છે.'

મેં કહ્યું: 'ભલે, જેવી આજ્ઞા.'

દેશબંધુએ કહ્યું: 'ભલે તો ખરું, પણ સાંજે ગાડી ઊપડે છે, અને કાલ સાંજ પહેલાં તમને કંઈ નહિ થઈ આવે એની ખાતરી છે?'

મેં કહ્યું: 'ચોખ્ખું દેખાઈ આવે છે કે શત્રુઓએ તમારી આગળ મારી ખૂબ બદબોઈ કરી છે.'

તેમણે કહ્યું: 'કરી છે એની ના નહિ, પણ તમે પથારીવશ હો એવું પ્રત્યક્ષ પ્રમાણ પણ દેખાતું નથી!'

મને પેલા છોકરાની વાત યાદ આવી. તે બિચારો બી. એ. લગી ભણ્યો તોયે નોકરી મળી નહિ. મોટા બાબુની પાસે અરજી કરી ત્યારે તે ગુસ્સે થઈ જઈ બોલ્યા: 'જેને મેં નોકરી આપી છે તેની લાયકાત આના કરતાં વધારે છે; તે બી. એ. ફેલ છે.'

જવાબમાં છોકરાએ સવિનય જાહેર કર્યું: 'જી, પરીક્ષામાં બેઠો હોત તો શું હું પણ એની પેઠે ફેલ ન થાત?'

મેં પણ દેશબંધુને કહ્યું: 'મારી લાયકાત થોડી છે. એ લોકો મારી નિંદા કરે છે એ મને ખબર છે, પરંતુ પથારીમાં પડી રહેવાની પણ મારી લાયકાત નથી એ આક્ષેપ હું કોઈ રીતે મૂંગેમૂંગો સહી લેવા તૈયાર નથી.'

દેશબંધુ હસીને બોલ્યા: 'ના, તમે ગુસ્સે ન થશો, તમારી એ લાયકાતનો એ લોકો મુક્ત કંઠે સ્વીકાર કરે છે.'

ગયા મહાસભામાંથી પાછા આવ્યા પછી જ્યારે આંતરિક મતભેદ અને મનોમાલિન્યથી અમારી ચારે દિશાઓ મેઘાચ્છન્ન બની ગઈ, ત્યારે આ બંગાળ દેશમાં અંગ્રેજી ને બંગાળી જેટલાં વર્તમાનપત્રો હતાં, લગભગ તે તમામે એક અવાજે તેમની સ્તુતિ શરૂ કરી દીધી—તે વખતે એમને એકલપંડ હિંદના એક ખૂણાથી બીજા ખૂણા સુધી જે દોડાદોડ કરતા, ગાજતા જોયા છે તેનો જોટો દુનિયાના ઇતિહાસમાં નહિ મળે.

એક દિવસ મેં પૂછ્યું હતું: 'જગતમાં કોઈ પણ વિરોધી અવસ્થા તમને રોકી શકતી નથી?'

દેશબંધુ જરા હસીને બોલ્યા: 'તો તો આવી જ બનત. પરાધીનતાની જે આગ આ હૃદયમાં રાતદિવસ સળગી રહી છે, તે એક પલકમાં મને બાળીને ખાખ કરી નાખત.'

નહિ માણસ, નહિ પૈસો, નહિ હાથમાં કોઈ વર્તમાનપત્ર! અને અતિ તુચ્છ લોકો પણ ગાળાગાળી કર્યા વગર બોલતા નથી. દેશબંધુની કેવી દશા! પૈસાને અભાવે અમે ખૂબ અસ્વસ્થ બની જતા, માત્ર અસ્વસ્થ ન થતા એક તેઓ પોતે.

એક દિવસની વાત યાદ આવે છે.

રાતના નવ દશ વાગ્યા હશે. વરસાદ પડતો હતો, અને હું, સુભાષ અને દેશબંધુ શિયાલદહની પાસે એક શ્રીમંતના દિવાનખાનામાં કંઈક પૈસાની આશાએ બેઠા હતા.

હું અસહિષ્ણુ બની બોલી ઊઠ્યો: 'ગરજ શું એકલા તમને છે? દેશના લોકો જો મદદ કરવાની આટલી યે ઇચ્છા ન રાખતા હોય તો રહ્યું!'

આ સાંભળી દેશબંધુ મનમાં મનમાં ખૂબ ખિન્ન થયા હશે. તે બોલ્યા: 'એ બરાબર નથી, શરદ બાબુ. દોષ આપણો જ છે, આપણને જ કામ કરતાં આવડતું નથી, આપણને જ તેમની આગળ આપણી વાત સમજાવીને કહેતાં આવડતી નથી. બાકી બંગાળી તો ઉદાર પ્રજા છે,

બંગાળી કંજૂસ નથી. એક દિવસ જ્યારે તેને સમજાશે ત્યારે એ પોતાનું સર્વસ્વ લાવીને આપણા હાથમાં રેડી દેશે.'

આ બોલતાં બોલતાં ઉત્તેજનાથી તેમની આંખો સળગી ઊઠી! આ બંગાળ દેશ અને આ બંગાળા દેશના મનુષ્યો પર તેમને કેટલો બધો પ્રેમ હતો, કેટલો બધો વિશ્વાસ હતો! તેમને જાણે કદીયે તેમની કંઈ ભૂલ જ દેખાતી નહિ.

આ શબ્દોનો જવાબ શો?—હું ચૂપ બેસી રહ્યો. પરંતુ આજે મને લાગે છે કે ખરેખર આટલો બધો પ્રેમ ન હોત તો આ અપરિસીમ શક્તિ પણ તેમનામાં આવત ક્યાંથી? લોકો રડે છે—નેતાઓને માટે દેશવાસીઓ આ પહેલાં યે ઘણી વાર રડયા છે, મેં એ જોયું છે. પણ આ એવું રુદન નથી. અત્યંત પ્રિય, અત્યંત નિકટના સ્વજનને માટે માણસનું હૃદય જેવું બળ્યા કરે તેવું આ છે. અને અમે,—જેઓ એમને પડખે હતા, તેમનું દુઃખ એટલું ભયાનક છે કે તે વર્ણવવાના શબ્દો નથી, બીજાની આગળ તે કહી બતાવવું ઠીક પણ નથી. અમારાં અનેકનાં મનમાંથી દેશની સેવા કરવાની કલ્પના જાણે ધીરે ધીરે ઝાંખી થતી જતી હતી. અમે તો કરતા હતા દેશબંધુનું કામ.

આજે તેઓ નથી, એટલે રહી રહીને મનમાં પ્રશ્ન ઊઠે છે કે હવે કામ કરીને યે શું? તેમના બધા જ હુકમો શું અમને મનગમતા હતા? હાય રે, ગુસ્સે થવાની, રીસ કરવાની જગા પણ અમારે રહી નથી! જ્યાં અને જેના પર અમે વિશ્વાસ રાખતા હતા, એ વિશ્વાસની તો કંઈ હદ નહોતી—જાણે બિલકુલ આંધળો. એને લીધે અમને ઘણું નુકશાન પણ થઈ ગયું છે, પરંતુ હજાર પ્રયત્ને પણ એ વિશ્વાસને હઠાવવાનું સંભવિત નહોતું.

અમે બારીસાલ જઈ રહ્યા હતા. સ્ટિમરમાં, કેબિનમાં દીવો બંધ હતો. હું ધારતો હતો કે પાસેના બિછાનામાં દેશબંધુ ઊંઘી ગયા છે. ત્યાં તો મોડી રાતે ઓચિંતાનો એમણે મને બોલાવ્યો:

'શરદબાબુ, ઊંઘી ગયા ?'

મેં કહ્યું, 'ના.'

'તો ચાલો, ડેક પર જઈને બેસીએ.'

મેં કહ્યું: 'છત્વડાં ખૂબ સતાવશે.'

દેશબંધુ હસીને બોલ્યા: 'પથારીમાં પડી તરફડવા કરતાં એ વધારે સારું છે. ચાલો.'

બંને જણ ડેક પર આવીને બેઠા.

ચારે તરફ ઘોર અંધકાર હતો. મેઘાચ્છન્ન આકાશમાં ક્યાંક ક્યાંક તારાઓ દેખાતા હતા, નદીનાં અસંખ્ય વાંકાંચૂંકાં વહેણમાં ઘૂમતી ફરતી સ્ટીમર ચાલી રહી હતી, તેના દૂર દૂર સુધી પહોંચતા સર્ચલાઇટનો પ્રકાશ, કોઇ વાર કાંઠા પર લાંગરેલી કોઇ નાનકડી નૌકા પર પડતો, તો કોઈ વાર ઝાડની ટોચે પડતો, તો કોઈ વાર માછીમારોનાં છાપરાં પર જઈને પડતો.

દેશબંધુ બહુ વાર સુધી શાંત બેસી રહી પછી એકદમ બોલી ઊઠયા: 'શરદબાબુ, 'નદીમાતૃક' શબ્દનો સાચેસાચો અર્થ, જે લોકો આ દેશમાં નથી જન્મ્યા તેમને નથી જ સમજાતો. આપણને એ સમજાવો જ જોઇએ.'

આ શબ્દોનું તાત્પર્ય હું સમજ્યો, પરંતુ કંઈ બોલ્યો નહિ.

તે પછી તેઓ એકલા એકલા કંઈ કેટલુંયે બોલી ગયા. હું મૂંગો બેસી રહ્યો. જવાબની જરૂર પણ નહોતી, કારણકે એ કંઈ પ્રશ્નો નહોતા, ભાવના હતી. તેમનું કવિહૃદય, શા માટે તે કોણ જાણે, ઊછળી આવ્યું હતું.

એકાએક તેમણે પૂછ્યું: 'તમને રેંટિયા પર શ્રદ્ધા છે ?'

મેં કહ્યું: 'તમે જે શ્રદ્ધાનો ઇશારો કર્યો છે તેવી શ્રદ્ધા નથી.'

'કેમ નથી ?'

'કદાચ ઘણા દિવસ સુધી ઘણો રેંટિયો ચલાવ્યો છે એથી.'

દેશબંધુ પળવાર ચૂપ રહી, પછી બોલ્યા: 'આ હિંદુસ્તાનની ત્રીસ કરોડની વસ્તીમાંથી જો પાંચ કરોડ પણ સૂતર કાંતે તો સાઠ કરોડ રૂપિયાનું સૂતર તૈયાર થઇ શકે.'

મેં કહ્યું: 'થઈ શકે. દશ લાખ માણસો સામટા જો કામે લાગી જાય તો દોઢ સેકંડમાં બંગલો ચણાઈ તૈયાર થઈ જાય. તમે એ નથી માનતા ?'

દેશબંધુ બોલ્યા: 'એ બંને સરખાં નથી. પરંતુ તમારું કહેવું હું સમજ્યો છું. પેલી દશ મણ તેલ બાળવાની વાત. પરંતુ તેમ છતાંયે, મને શ્રદ્ધા છે. મને ખૂબ મન થાય છે કે રેંટિયો ચલાવતાં શીખી લઉં, પરંતુ કોઈ પણ હસ્તકાર્યમાં હું બિલકુલ કુશળ નથી.'

મેં કહ્યું: 'ભગવાને તમારા પર મહેર કરી છે.'

દેશબંધુ હસ્યા.

પછી તેમણે પૂછ્યું: 'તમે હિંદુ-મુસલમાન ઐક્યમાં માનો છો ?'

મેં કહ્યું: 'ના.'

દેશબંધુ બોલ્યા: 'તમારો મુસલમાન-પ્રેમ જગજાહેર છે.'

હું વિચારમાં પડી ગયો: માણસની કોઈ પણ શુભ ઇચ્છા ગુપ્ત રહી શકતી નથી. મારી ખ્યાતિ આવા મહાપુરુષને કાને પણ આવી પહોંચી છે! પરંતુ પોતાની પ્રશંસા સાંભળી મને હમેશાં શરમાવા જેવું લાગે છે. તેથી મેં વિનયપૂર્વક મોં નીચું ઢાળ્યું.

દેશબંધુ બોલ્યા: 'પરંતુ એ સિવાય બીજો શો ઉપાય છે કહેશો ? એટલામાં એ લોકો સંખ્યામાં પચાસ લાખ વધી ગયા છે, અને દશ વરસ પછી શું થશે એ કોણ કહી શકે છે ?'

મેં કહ્યું: 'આ કંઈ ચોક્કસપણે મુસલમાનપ્રેમનું નિદર્શન નથી. એટલે કે દશેક વરસ પછીની વાતની કલ્પના કરતાં તમારું મુખ ફિક્કું બની જાય છે, એ જોઈ મારામાં ને તમારામાં બહુ મોટો તફાવત મને લાગતો નથી. એ ગમે તે હો, માત્ર સંખ્યાબળ એ જ મારે મન મોટી વસ્તુ નથી. એમ હોત તો ચાર કરોડ અંગ્રેજો દોઢસો કરોડ માણસોના માથા પર પગ દઈને મહાલતા ન હોત. નમઃશૂદ્ર, માલો, નટ, રાજવંશી, પોદ વગેરે લોકોને પાસે ખેંચી લો, દેશમાં અને સમાજમાં એમને માનભર્યું સ્થાન આપી એમને ખરેખરા માણસ બનાવો, સ્ત્રીઓ પ્રત્યે જે અન્યાય અને

નિષ્ઠુર સામાજિક અત્યાચાર ચાલી રહ્યો છે, તેનો ઉપાય કરો, તો પછી બીજી બાજુની સંખ્યાની ચિંતા તમારે કરવી નહિ પડે.'

નમઃ શૂદ્ર વગેરે જાતોની થઈ રહેલી લાંછનાની વાત સાંભળતાં એમના હૃદયમાં જાણે શૂળ ભોંકાતું. કોઇએ, કહે છે કે એક વખત તેમને કહ્યું હતું કે દેશબંધુ શબ્દનો બીજો અર્થ ચંડાલ થાય છે. આ સાંભળી તેઓ આનંદથી પ્રફુલ્લ બની ગયા હતા. પોતે ઊંચ કુળમાં જન્મ્યા હતા એથી જ કદાચ વગર વાંકે ઉચ્ચ જાતિએ આપેલા આ અપમાનની ગ્લાનિ દલિતો પ્રત્યેના સમભાવથી સહી લેવા માટે તેમનો પ્રાણ વ્યાકુળ બની જતો હતો.

તેઓ વ્યગ્ર બની બોલી ઊઠયા: 'તમે જો દયા કરી મને આ પૉલિટિક્સની વાડમાંથી છૂટો કરી દો, તો હું નિરાંતે એ લોકોની ભેગો જઇને રહું. હું ખૂબ કામ કરી શકીશ.'

આમ કહી તેઓ, એ લોકો પર લાંબા સમયથી હિંદુસમાજ કેટકેટલા અત્યાચારો કરતો આવ્યો છે, એ એક પછી એક ગણાવવા લાગ્યા. તે બોલ્યા, "બિચારાઓને ન મળે ધોબી કે હજામ, ઘર છાવાવાળા એનું ઘર ન છાઈ આપે, છતાં એ જ લોકો મુસલમાન કે ખ્રિસ્તી બની જાય તો પાછા આ જ લોકો એમનું કામ કરવા આવે છે. એનો અર્થ એ થયો કે હિંદુઓ જ બીજે રૂપે કહી રહ્યા છે કે હિંદુના કરતાં મુસલમાન અને ખ્રિસ્તી જ શ્રેષ્ઠ છે. આવો બુદ્ધિહીન (senseless) સમાજ નહિ મરે તો કોણ મરશે?'

આમ કહી બહુ વાર સુધી ચૂપ રહી એકાએક તેમણે પૂછ્યું: 'તમે આપણા અહિંસક અસહકારમાં માનો છો?'

મેં કહ્યું: 'ના, અહિંસક કે હિંસક કોઈ પણ અસહકારમાં હું માનતો નથી.'

દેશબંધુ હસીને બોલ્યા: 'એનો અર્થ એ કે આપણી વચ્ચે ક્યાંય પણ બિલકુલ મતભેદ દેખાતો નથી.'

મેં જવાબમાં કહ્યું, "એક દિવસ, પરંતુ, લેશમાત્ર મતભેદ નહિ રહે, એવી હું આશા રાખી રહ્યો છું. દરમિયાન યથાશક્તિ તમારી સેવા કરી

લઉં. અને માત્ર મત લેવાથી યે શું વળવાનું છે, વસંત મજમુદાર અને શ્રીશ ચટ્ટોપાધ્યાય તો દેશના મહાન કાર્યકર્તાઓ છે, પરંતુ અંગ્રેજો પર તો વસંતની ચકરચકર થતી લાલચોળ આંખોનો અહિંસક દૃષ્ટિપાત અને શ્રીશની પ્રેમભીની વિદ્વેષરહિત મેઘગર્જના,—આ બે જોયા સાંભળ્યા પછી તમને પણ સંદેહ નહિ રહે કે મહાત્માજીની પછી અહિંસક અસહકાર જો ક્યાંય પણ ઘર કરી રહેતો હોય તો એ બે બંધુઓનાં ચિત્તમાં છે. તેમ છતાં, આવું ભારે કામ પણ કેટલાં જણે કર્યું છે ? અસહકારની ચળવળની સાર્થકતા તો જનસાધારણ—mass ને માટે છે ને ? પરંતુ એ mass ચીજ ઉપર જ મને વધારે શ્રદ્ધા નથી. એક દિવસના ઉશ્કેરાટમાં એ લોકો ઓચિંતા કંઇ કરી નાખે એમ બને, પરંતુ લાંબી સહિષ્ણુતા એમનામાં નથી. તે વખતે ટોળેટોળાં જેલમાં ગયાં હતાં, અને, ટોળેટોળાં માફી માગી પાછાં પણ આવ્યાં હતાં. પાછા ન આવ્યા માત્ર શિક્ષિત મધ્યમ કુટુંબના છોકરાઓ. એથી હું તો મારે જે કંઈ કહેવું હોય તે એમને જ કહું છું. ત્યાગ દ્વારા જો કોઈ કદી પણ દેશને સ્વતંત્ર કરી શકશે તો માત્ર આમનાથી જ તે બનશે.'

અહીં દેશબંધુની કંઇક ગુપ્ત વ્યથાને સ્પર્શ થતો હશે, તેઓ ચૂપ બેસી રહ્યા. પરંતુ જેલની વાત નીકળતાં તેમને એક અતિ શરમની વાત યાદ આવી ગઈ.

તે બોલ્યા: 'દેશ આખો એક કૂદકે સંપૂર્ણ સ્વતંત્ર થઈ જશે એવી દુરાશા મેં કદી નથી રાખી. પરંતુ હું સ્વરાજનો ખરેખરો પાયો નાખવા ઝંખું છું. હું તે વખતે જેલમાં હતો; બહાર વાઇસરૉય વગેરે, પેલી તરફ સાબરમતી આશ્રમમાં મહાત્માજી,—એમની કોઈ રીતે સંમતિ ન મળી, અને આવી મોટી તક આપણી નકામી ગઈ. હું બહાર હોત તો કદાપિ આવી મોટી ભૂલ થવા દેત નહિ. નસીબ ! ઈશ્વરની લીલા !'

રાત પૂરી થવા આવતી હતી. મેં કહ્યું: 'સૂવું નથી ? ચાલો.'

'ચાલો.'

કહી તેઓ ઊઠી ઊભા થયા.

મે પૂછ્યું: 'આ રેવોલ્યુશનરીઓ વિષે તમારો શો મત છે ?'

સામેનું આકાશ સ્વચ્છ થતું આવતું હતું. તેઓ રેલિંગ પકડી થોડી વાર આકાશ ભણી જોઈ રહી ધીરે ધીરે બોલ્યા: 'એમાંના ઘણાઓ પર મને ખૂબ સ્નેહ છે, પરંતુ એમનું કામ દેશને માટે ખૂબ ભયંકર અને આત્મઘાતક છે. એ ચળવળથી આખો દેશ કઇ નહિ તો પચીસ વરસ પાછળ પડી જશે. વળી તેનો બીજો દોષ એ છે કે સ્વરાજ મળ્યા પછી પણ એની હયાતી રહેવાની. ઊલટું, એ વધારે જોરમાં આવશે, અને સાધારણ મતભેદમાં પણ એકદમ 'સિવિલ વોર' (આંતરવિગ્રહ) જામી પડવાની. ખૂનામરકી, અને કતલખોરી હું ખરા દિલથી ધિક્કારું છું, શરદબાબુ.'

પરંતુ આ શબ્દો તેમણે જ્યારે જ્યારે કહ્યા છે ત્યારે ત્યારે અંગ્રેજી છાપાંવાળાઓએ તે માન્યા નથી, તેની ઠેકડી કરી છે, મજાક ઉડાવી છે. પરંતુ મને ખાતરી છે કે પૂરી થતી રાત્રિના ઉજળા અંધારા આકાશની નીચે, નદીના વક્ષઃસ્થળ પર ઊભા રહીને તેમના મુખમાંથી સત્ય સિવાય બીજું કંઈ જ નીકળ્યું નથી.

ઘણા દિવસ પછી, એક દિવસ રાતે તેમના મુખમાંથી આવું જ એક નિષ્કપટ સત્ય વચન પ્રગટ થયેલું મેં સાંભળ્યું છે. તે વખતે રાતના આઠેક વાગ્યા હશે. આચાર્ય રાય મહાશયને ઘેર પહોંચાડી પાછો આવીને જોઉં છું તો દેશબંધુ નિસરણી પર ગુપચુપ ઊભા હતા.

મેં કહ્યું: 'એક વાત પૂછું, ગુસ્સે નહિ થાઓ?'

તેમણે કહ્યું, 'ના.'

મેં કહ્યું: 'બંગાળામાં તમે જે થોડાક ખરેખરા આગેવાનો છો, તેઓ એકબીજાને મળતાં વેંત જ આનંદથી એવા તો પુલકિત બની જાઓ છો કે—

દેશબંધુ હસીને બોલ્યા: 'બિલાડીની પેઠે?'

મેં કહ્યું: 'મારા પાપી મુખે હું એ કેવી રીતે વ્યક્ત કરું? પરંતુ કંઈ નહિ બને તો—'

દેશબંધુનું મુખ ગંભીર બની ગયું.

પળવાર ચૂપ રહી તે ધીરે ધીરે બોલ્યા: 'કેટલું નુકસાન થાય છે એની મારા કરતાં વધારે કોને ખબર છે? કોઈ જો આનો રસ્તો કરી દે તો હું સૌથી નીચે રહેવા, અને એ સૌનું ચીંધ્યું કામ કરવા ખુશી છું. પરંતુ છેતરપીંડી નહિ ચાલે, શરદ બાબુ.'

તે દિવસે તેમના મુખ પર અકૃત્રિમ ઉદ્વેગની જે રેખા પડી હતી, તે કદી ભુલાવાની નથી. બહારથી જેમણે એમને યશના ભૂખ્યા કહી વગોવ્યા છે, તેમણે વગર જાણ્યે કેવડો મોટો અપરાધ કર્યો છે! અને છેતરપીંડી? જે માણસે સાચેસાચ પોતાનું સર્વસ્વ દઈ દીધું છે, તે લેવડ-દેવડમાં છેતરપીંડી કેમ સહન કરે?

બીજી પણ એક વાત કહેવાની છે. વાત જરા અપ્રીતિકર છે. સાવધાની અને અતિ જ્ઞાનની દૃષ્ટિએ એક વખત વિચાર કર્યો હતો કે કહેવાની જરૂર નથી, પરંતુ પછી એમ લાગ્યું કે તેમની સ્મૃતિના માન ખાતર અને સત્યની ખાતર એ કહેવું જ ઠીક છે.

આ વખતે ફરિદપુરની કોન્ફરન્સમાં હું ગયો નહોતો. ત્યાં શું બધું બન્યું તે વિષે ઝીણવટમાં હું બહુ જાણતો નથી, પરંતુ પાછા આવીને ઘણાઓએ મારી આગળ એવા એવા અભિપ્રાયો પ્રકટ કર્યા છે, કે જે પ્રિય પણ નથી, ને સારા પણ નથી. મોટે ભાગે શરમાવા જેવું છે, અને દેશબંધુના સંબંધમાં એ બિલકુલ જ અસત્ય છે.

દેશની અંદર રેવોલ્યુશનરી અને ગુપ્ત સમિતિના અસ્તિત્વને લીધે કેટલાક વખતથી તેઓ અનેક પ્રકારે પોતાને મુસ્કેલીમાં મુકાયેલા સમજતા હતા. એમની મુસ્કેલી એ હતી કે સ્વતંત્રતાને માટે જે લોકો પોતાના પ્રાણનું બલિદાન દઈ બેઠા હતા, તેમના તરફ ખૂબ પ્રેમ ન રાખવો એ પણ તેમને માટે જેમ અસંભવિત હતું, તેમ તેમને ટેકો આપવો એ પણ તેમને માટે તેટલું જ અસંભવિત હતું. તેમના પ્રયાસો દેશને માટે અતિશય અકલ્યાણકર છે એવું સમજી તેઓ ખૂબ બીવા લાગ્યા હતા. આ સમિતિને ઉદ્દેશીને એક દિવસ બંગાળીમાં એક અપીલ (appeal) લખી લાવવાનું

તેમણે મને કહ્યું હતું. હું લખીને લઈ ગયો હતો કે 'જો તમે કોઈ પણ ક્યાંયે હો, જો તમે તમારો અભિપ્રાય સંપૂર્ણપણે ન જ તજી શકતા હો, તો ઓછામાં ઓછાં પાંચ સાત વરસ માટે યે તમારી કાર્યપદ્ધતિ બંધ રાખી અમને જાહેર રીતે સ્વસ્થ ચિત્તે કામ કરવા દો. વગેરે વગેરે.'

પરંતુ મેં 'જો' શબ્દ વાપર્યો તેનો ભયંકર વિરોધ કરી તેમણે કહ્યું: 'જો ની જરૂર નથી. સત્તર વરસ સુધી 'assuming but not admitting' કરતો આવ્યો છું. પરંતુ હવે છેતરપાંડી નથી કરવી. મને ખબર છે, તેઓ છે. 'જો' કાઢી નાખો.'

મેં વિરોધ કરી કહ્યું: 'તમારી આ સ્વીકારોક્તિની અસર દેશ પર ખૂબ નુકસાનકારક થશે.'

દેશબંધુએ ભારપૂર્વક કહ્યું: 'ના. સાચી વાત કહેવાની અસર કદી પણ ખરાબ થતી નથી.'

કહેવાની જરૂર નથી કે મારું મન માન્યું નહિ, અને એ નિવેદન પણ પ્રગટ થઈ શકયું નહિ.

તેમણે મને કહ્યું: 'આ બધું જે લોકો કરે છે તેઓ જાણી જોઇને કરે છે, પરંતુ જેઓ કશું યે કરતા નથી, તેઓ જ સરકારને હાથે વધારે રીબાય છે.'

સુભાષ, અનિલવરણ, સત્યેન વગેરેને માટે તેમના સંતાપનો પાર નહોતો.

સુભાષને કોરપોરેશનમાં કામ અપાવ્યા પછી એક દિવસે તેમણે મને કહ્યું હતું: 'I have sacrificed my best man for this Corporation.' (મેં આ કોર્પોરેશન માટે મારા ઉત્તમોત્તમ આદમીનો ભોગ આપ્યો છે.) અને એ સુભાષને જ જ્યારે પોલિસ પકડીને લઈ ગઈ ત્યારે તેમને ખાતરી થઈ ગઈ હતી કે મને બધી બાજુથી અશક્ત અને અકર્મણ્ય બનાવી દેવાના હેતુથી જ સરકાર મારા હાથ પગ કાપી મને પંગુ બનાવી રહી છે.

તેમના ફરિદપુરના ભાષણ પછી વિનીત દળ ફુલાઇને બોલવા લાગ્યું: 'હવે તમારા અમારામાં કંઈ ફેર નથી. આવો, હવે આનંદથી ભેટીએ.' અંગ્રેજી છાપાંવાળાઓએ તેમના 'જેસ્ચર' (Jesture)નો અર્થ કે અનર્થ

કરી ગાળો દીધી કે તેમનાં વખાણ કર્યાં કંઈ બરાબર સમજાયું નહિ. તેમના પોતાના જ દળના ઘણા માણસો મોં ચડાવી બેઠા, પરંતુ આ સંબંધમાં મારે કંઈક કહેવાનું છે.

અસામાન્ય કાર્યકર્તાઓનો એક મોટો દોષ એ હોય છે કે તેઓ પોતાના સિવાય બીજા કોઈની કાર્યશક્તિ ઉપર આસ્થા રાખી શકતા નથી. રોગથી જ્યારે તેઓ પથારીવશ હતા, અને પરલોકનું તેડું જ્યારે તેમના કાને સંભળાઈ રહ્યું હશે, ત્યારે એક દિવસ તેમણે મને બોલાવ્યો હતો અને કહ્યું હતું: 'શરદબાબુ, જે સમાધાન (Compromise) કરતાં ન શીખ્યો, એ મને લાગે છે કે દુનિયામાં કંઈ જ શીખ્યો નથી. Tory Government is the Cruellest Government in the world.—(ટોરી સરકાર એ દુનિયામાં ક્રૂરમાં ક્રૂર સરકાર છે.) એ ન કરી શકે એવો અનાચાર જગતમાં બીજો કોઈ નથી. અને બાંધછોડ કરી લેવાની બાબતમાં પણ મને લાગે છે, કે એના જેવો દોસ્ત બીજો નથી. પરંતુ મને બીક છે કે હું તે વખતે જીવતો નહિ હોઉં.

જલિયાનવાળા બાગની સ્મૃતિ પળ વાર માટે પણ તેમના અંતરમાંથી લુપ્ત થઈ નહોતી.

એક વખત એક સભા પછી ગાડીમાં મને તેમણે પૂછ્યું હતું: 'ઘણાઓ મને ફરી પ્રૅક્ટિસ શરૂ કરી દેશની ખાતર ધન કમાવાની સલાહ આપે છે. તમે શું કહો છો ?'

મેં કહ્યું: 'ના. ધનનો ઉપયોગ સાન્ત છે, પરંતુ આ આદર્શ તો અનંત છે. તમારો ત્યાગ સદાસર્વદા આપણા દેશની સંપત્તિ બની રહો. અસંખ્ય રૂપિયા કરતાં પણ એ આપણે માટે વધારે મહાન છે.'

દેશબંધુ કંઈ બોલ્યા નહિ. હસીને એ ચૂપ રહ્યા. એ હાસ્ય અને મૌનનું મૂલ્ય આપણે સમજી શકીએ—એથી મોટી આશા હું કંઈ જ રાખતો નથી.

---

* અષાઢ ૧૩૩૨ના 'વસુમતી'ના 'દેશબંધુ સ્મારક અંક'માંથી. [ઈ. સ. ૧૯૩૧]

# 'દેશબંધુ'ને અભિનંદન-પત્ર

શ્રદ્ધાસ્પદ દેશબંધુ ચિત્તરંજન દાસ મહાશયના કરકમલમાં,

હે બંધુ, અમે તમારા સ્વદેશવાસીઓ તમને અભિનંદન આપીએ છીએ. મુક્તિમાર્ગનાં જેટલાં યાત્રાળુ નરનારીઓએ જે કંઈ લાંછના, જે કંઈ દુઃખ અને જે કંઈ યાતનાઓ સહન કરી છે, તે બધાંનો સંપૂર્ણ મહિમા, હે પ્રિય, આજે અમે તારી અંદર પ્રત્યક્ષ જોઈ, તને ગૌરવપૂર્વક, વિનયપૂર્વક નમન કરીએ છીએ. આજે આપણી સુજલા, સુફલા, શ્યામલા મા અપમાનિતા અને શૃંખલિતા છે. માતાનો એ શૃંખલાભાર જે બાળકોએ પોતાની ખાંધે ઊંચકી લીધો છે, તેમનો તું અગ્રજ છે; હે વરેણ્ય, તારાં એ બધાં જાણીતાં અને અજાણ્યાં ભાઈબહેનોની વતી, આપોઆપ પ્રગટ થયેલી આખા દેશની પ્રીતિ અને શ્રદ્ધાની આ અંજલિ તું ગ્રહણ કર.

એક દિવસ દેશના લોકો તને ક્ષુધિત અને પીડિતનો આશ્રય સમજતાં હતાં; તે વખતે તેમ સમજવામાં તેમની ભૂલ નહોતી થઈ. પરંતુ જે હકીકત તેં પોતે હમેશાં છુપાવી રાખી છે,—દાતા અને પાત્રનો એ ખાનગી કરુણ સંબંધ—આજે પણ ભલે એ એવો જ ગુપ્ત રહો. પરંતુ વળી એક દિવસ આ બંગાળા દેશે તને ભાવુક અને કવિ સમજી સત્કાર્યો હતો, તે

વખતે પણ તેણે તને સમજવામાં ભૂલ નહોતી કરી. તે દિવસે આ બંગાળાનું નિગૂઢ મર્મસ્થાન ઉઘાડીને જોવા માટે, તેની ગુપ્ત સંચિત અંતરવાણી કાન માંડી સાંભળવા માટે, સંપૂર્ણ હૃદય દ્વારા તેનો અનુભવ કરવા માટે તેં જે એકાગ્ર સાધના કરેલી તેનો પાર નહોતો. તે વખતે કદાચ તારા બધા શબ્દો બંગાળને ઘેરઘેર પહોંચી શક્યા નહોતા, કોઈનાં બંધ બારણે ભટકાઇને પાછા પણ આવ્યા હશે, પરંતુ જ્યાં બારી ઊઘાડી હતી ત્યાં તે કદી યે વ્યર્થ ગયા નથી.

તે પછી એક દિવસ માતાનો કઠિનમાં કઠિન આદેશ તને સંભળાયો. જે દિવસે દેશની આગળ સ્વતંત્રતાનું ખરેખરું મૂલ્ય બનાવી આપવા માટે સર્વસ્વનો ભોગ આપી તારે બહાર નીકળવું પડ્યું. તે દિવસે તેં બિલકુલે આનાકાની કરી નથી.

તું વીર છે, દાતા છે, કવિ છે,—તને ભય નથી, મોહ નથી,—તું નિર્લોભ છે, તું મુક્ત છે, તું સ્વાધીન છે. રાજા તને બાંધી શકતો નથી, સ્વાર્થ તને ભુલાવી શકતો નથી, સંસાર તારી આગળ હારી ગયો છે. તેથી જ વિશ્વના ભાગ્યવિધાતાએ તારી પાસેથી દેશનું શ્રેષ્ઠ બલિદાન ગ્રહણ કર્યું. આખી દુનિયાની નજરો આગળ તારે જ દેશની સ્વતંત્રતાનું મૂલ્ય સિદ્ધ કરી આપવું પડયું. જે વાત તેં ફરી ફરીને કહી છે—સ્વતંત્રતા માટે હૃદયની તાલાવેલી શી ચીજ છે—તે તારે જ તમામ સંશયોને હઠાવીને સમજાવવું પડયું. સમજાવવું પડયું કે नान्यः पन्था विद्यते अयनाय ।

આ તારી વ્યથા ! આ તારું દાન !

છળકપટને તું ઓળખતો નથી, મિથ્યા તું બોલતો નથી, પોતાને માટે ક્યાંયે કશું તું છુપાવી શકતો નથી,—તેથી, બંગાળે જ્યારે તને 'બંધુ' કહીને આલિંગન કર્યું, ત્યારે તેણે ભૂલ નહોતી કરી, તેની નિઃસંકોચ નિર્ભયતાને ક્યાંયે જરા સરખી આંચ લાગી નથી.

પોતાનું એવું તારે કશું નથી, સ્વાર્થ જેવું કંઇએ નથી, તેથી જ તો, આખો દેશ આજે તારી હથેળીમાં છે. તેથી જ તો, તારો ત્યાગ આજે

એકલા તારો નથી, અમારો પણ છે. માત્ર બંગાળીને જ નહિ, તારા પ્રાયશ્ચિતે આજે બિહારી, પંજાબી, મહારાષ્ટ્રી, ગુજરાતી—તમામને નિષ્પાપ કર્યા છે.

તારું દાન એ અમારા દેશની સંપત્તિ છે,—એ ઐશ્વર્ય વિશ્વના ભંડારમાં આજે સમસ્ત માનવજાતને માટે અક્ષય બની ગયું છે. આવી જ રીતે માનવજીવનની લેણુદેણુનો હિસાબ ચૂકતે થાય છે, આવી જ રીતે યુગે યુગે માનવાત્મા પશુશક્તિ પર વિજય મેળવી આગળ વધે છે.

એક દિવસ તારો નશ્વર દેહ પંચભૂતમાં ભળી જશે. પરંતુ જ્યાં લગી સંસારમાં અધર્મની વિરૂદ્ધ ધર્મનો, સબળની વિરૂદ્ધ દુર્બળનો, અને પરાધીનતાની વિરૂદ્ધ સ્વાધીનતાનો વિરોધ શાંત થયો નથી, ત્યાંસુધી અપમાન અને ઉપદ્રવનો ભોગ બનેલી માનવજાત સર્વ દેશમાં અને સર્વ કાળમાં અન્યાયની સામેનો તારો આ અતિ કઠોર સામનો માથે ચડાવી રાખશે, અને કોઈ પણ રીતે જેમ તેમ કરી માત્ર જીવતા રહેવું એ જીવતરને જ પળે પળે ધિક્કાર દેવા સરખું છે, એ સત્ય કદી પણ નહિ ભુલાય.

જીવનતત્ત્વની આ અમોઘ વાણી સ્વદેશમાં, અને વિદેશમાં, દિશાએ દિશાએ પ્રસરાવવાનો ગુરુભાર વિધાતાએ નિજ હસ્તે જેને અર્પણ કર્યો છે, તેના કારાવાસની તુચ્છતાને કારણરૂપ બનાવી અમે આનંદ માણવા ભેગા થયા નથી. હે ચિત્તરંજન, તું અમારો ભાઈ છે, તું અમારો સુહૃદ્ છે, તું અમારો પ્રિય છે,—ઘણા દિવસે અમને તું મળ્યો છે. તારો સૌથી મોટો ગર્વ—બંગાળી હોવાનો છે. તેથી જ તો આજે તમામ બંગાળીઓના હૃદયને તારી પાસે ખેંચી લાવ્યા છીએ,—અને સાથે લાવ્યા છીએ, બંગમાતાના ખરા દિલના આશીર્વાદ—તું ચિરંજીવ હો ! તું વિજયી હો !

લિ૦

તારા ગુણોથી મુગ્ધ

સ્વદેશવાસીઓ.

---

* ૧૩૨૮ ના જુન માસમાં દેશબંધુ જેલમાંથી મુક્ત થતાં, શ્રદ્ધાનંદ પાર્કમાં દેશવાસીઓની વતી વાંચેલું અભિનંદન-પત્ર.

# શ્રી રમણલાલ સોની



શ્રી રમણલાલ સોની ગુજરાતના એક સિદ્ધહસ્ત અનુવાદક તરીકે જાણીતા છે. તેમણે બંગાળી ભાષામાંથી અનેક ગ્રંથોના ગુજરાતી અનુવાદ પ્રગટ કરેલા છે.

અનુવાદ પણ એક કલા છે. અને એ કષ્ટસાધ્ય કલા છે. શ્રી રમણલાલે એ કલા સાધ્ય કરી છે. એમણે મૂળ લખાણનો પ્રવાહ, તેનો ધ્વનિ, તેની વિશિષ્ટતા, તેની આંતરબાહ્ય સુંદરતા અને શક્તિ વગેરેને શુદ્ધ સરળ ગુજરાતી ભાષામાં ઉતારી સફળ અનુવાદક તરીકે નામના મેળવેલી છે.

માત્ર અનુવાદક તરીકે જ નહિ, પણ મૌલિક લેખક અને કવિ તરીકે પણ તેઓ ગુજરાતમાં સારી પેઠે જાણીતા છે. તેમણે ટૂંકી વાર્તાઓ, કાવ્યો, નાટકો ને નવલકથાઓ પણ પ્રગટ કરેલાં છે. કદાચ મૌલિક સર્જનની એમની આ શક્તિ જ અનુવાદક તરીકેની એમની સફળતાના મૂળમાં છે.

# નવાં પુસ્તકો

| | |
|---|---|
| પતિ મંદીર | મુક્તિ |
| પતિ પત્ની | રમતારામ |
| દુર્ગેશ નંદીની | અક્કલના ખાં |
| કૃષ્ણકાન્તનું વીલ | હું રાજા હોઉં તો |
| જ્ઞાનદા | કલમ ચાબૂક |
| શેષ પ્રશ્ન | મનમની શોધમાં |
| ચરીત્રહીન | રેણુની મા |

સંસ્કાર લક્ષ્મી

આજેજ વાંચીને વસાવો



મોહેશ્વર પ્રેસ, સૂરત.